

ઘોરમાં ઘોર સંકટોનું ચમત્કારી રીતે નિવારણ કરનાર
તુરંત પ્રસન્ન થઈ ફળ આપનાર

# શ્રી ધૂમાવતી મહાવિદ્યા

## સાધના-સિદ્ધિ-રહસ્ય



T-2027

શરદચંદ્ર પુરોહિત



દસ મહાવિદ્યાની સાતમી મહાવિદ્યા
પોતાના ભક્તોને અભય પ્રદાન કરનારી તથા શત્રુઓ માટે સાક્ષાત
કાળસ્વરૂપ સૃષ્ટિમાં જેટલાં દુ:ખ-આધિ-વ્યાધિ
શમન માટેની શ્રેષ્ઠ મહાવિદ્યા

# શ્રી ધૂમાવતી મહાવિદ્યા

## (સાધના સિદ્ધિ રહસ્યમ)

: લેખક :
શરદચંદ્ર ઈશ્વરલાલ પુરોહિત



શ્રી ગજાનન પુસ્તકાલય
પુસ્તક પ્રકાશક અને વિક્રેતા
ટાવર રોડ, સુરત-૩૯૫ ००૩.
ફોન નં. : ०२૬१ - २४२४२४૬/૨૬૫૪૯૨१
email: info@gajananbooks.in
website: www.gajananbooks.in

7 - 4002

શ્રી ધૂમાવતી મહાવિદ્યા

Shree Dhoomavati Mahavidya

ISBN: 978-93-81400-67-8


C/o. Shree Gajanan Pustakalaya, Tower Road, Surat - 395 003

આવૃત્તિ: ઓક્ટોબર - ૨૦૧૫

: પ્રકાશક :

© ડૉ. વિજય ઠક્કર
શ્રી ગજાનન પુસ્તકાલય,
ટાવર રોડ, સુરત - ૩૯૫ ૦૦૩.

: મુદ્રક :

જય પ્રિન્ટર્સ
ટાવર રોડ, સુરત - ૩૯૫ ૦૦૩.



₹: 120-00



Shree Dhoomavati M. : (J.P.) - (C-S) - CPYY - UK - OYKCA - $P_1$-$T_1$-$B_1$ (my - yy) F

# લેખક પરિચય



નામ : શ્રી શરદચંદ્ર ઈશ્વરલાલ પુરોહિત (શરદ વસિષ્ઠ) મુ. પો. ડુમસ, જિ. સુરત, જન્મસ્થળ - ડુમસ. જન્મ દિનાંક : આસો સુદ-૧૩, ગુરુવાર, વિ.સં. ૧૯૯૪ તા. ૭-૧૦-૧૯૩૮

હાલ નિવાસસ્થાન : બ્લોક નં. ૫૫/૪૨૦, ગુજરાત હાઉસિંગ બોર્ડ, પાલનપુર પાટિયા, રાંદેર રોડ, સુરત-૩૯૫૦૦૫.

પિતા : શ્રી ઈશ્વરલાલ ભાઈશંકર પુરોહિત

માતા : અ.સૌ. કમલાગૌરી ઈશ્વરલાલ પુરોહિત

પત્ની : અ.સૌ. સરલાદેવી શરદચંદ્ર પુરોહિત

જ્ઞાતિ : મોઢ ચાતુર્વેદી બ્રાહ્મણ, ગોત્ર : વસિષ્ઠ

વેદશાખા : શુક્લ યજુર્વેદ, ત્રિપ્રવરાન્વિત માધ્યંદિની શાખા

વ્યવસાય : (૧) ગુજરાત સરકારના સહકારી ખાતામાં સહકારી અધિકારીપદ પરથી નિવૃત્ત તા. ૩૧-૮-૯૬

(૨) હાલમાં સાહિત્ય સંશોધન, લેખન અને વૈદિક, પુરાણોક્ત, તાંત્રોક્ત કર્મકાંડ તેમજ ઉપાસના-યોગ.

**પ્રકાશિત ગુજરાતી પુસ્તકો :** (૧) 'તત્ત્વોપચાર' (યૌગિક ચિકિત્સા) (૨) શ્રી સત્ય-નારાયણ વ્રતકથા તત્ત્વ (બીજી આવૃત્તિ) (૩) 'આ બધું શા માટે ? (૬૫ વિષયોનું વૈજ્ઞાનિક અને તાત્ત્વિક વિવેચન) (૪) 'ગુરુતત્ત્વ પ્રકાશ' તેમજ 'ગુરુ સાધના અને સિદ્ધિ' (૫) શિવસ્વરોદય રત્નાકર' (વૈજ્ઞાનિક તત્ત્વજ્ઞાન સ્વરોદય) બૃહદ્ગ્રંથ (ત્રીજી આવૃત્તિ) (૬) કર્મની ગતિ, (૭) નવગ્રહ પ્રભાવ અને કષ્ટનિવારણ (૮) શ્રી સત્ય વિનાયક વ્રતકથા તત્ત્વ (૯) 'કામ જિજ્ઞાસા' (તૃતીય પુરુષાર્થઃ કામ) ગુજરાતી સાહિત્યમાં અજોડ ચિંતનપ્રધાન બૃહદ્ ગ્રંથ કાયાની સરગમ પર પ્રગટતી મધુર સુરાવલિની મૌન પરિભાષા સાથે મદનનાં પ્રગટ વિરામચિહ્નોનું ક્રિયાત્મક વૈજ્ઞાનિક વિવેચન નવીન ઉન્મેષોના પરિપ્રેક્ષ્યમાં...! (૧૦) 'દેવતા સિદ્ધિ મુદ્રા મહાવિજ્ઞાન' (૧૧) શીઘ્ર રોગનિવારક મુદ્રા મહાવિજ્ઞાન' (૧૨) 'શ્રી માતંગી મહાવિદ્યા' (સાધના અને સિદ્ધિ), (૧૩) છિન્નમસ્તા મહાવિદ્યા (સાધના અને સિદ્ધિ) (૧૪) ભવતારિણી તારા મહાવિદ્યા (સાધના અને સિદ્ધિ), (૧૫) શ્રી ભુવનેશ્વરી મહાવિદ્યા (સાધના અને સિદ્ધિ) (૧૬) ધૂમાવતી મહાવિદ્યા (સાધના અને સિદ્ધિ) શીઘ્ર પ્રકાશિત થનારા ગ્રંથો : (૧૭) जन्मकुण्डली के समस्त कुयोगो का निवारण (हिन्दी) (१८) रहस्यमयी सिद्धविद्या बगलामुखी । (१९) जगतारिणी तारा-महा-विद्या (૨૦) 'આકાશ પ્રવાહ' (આકાશવાણી પરથી પ્રસારિત પ્રવચનો), (૨૧)

ૐકાર ચિંતામણિ (પ્રણવ રહસ્યમ્) બૃહદ્ગ્રંથ (૨૨) 'અક્ષર-શક્તિ' (મંત્ર-માતૃકા) બૃહદ્ ગ્રંથ (૨૩) બ્રાહ્મણીની અસ્મિતા, (૨૪) જન્મદિવસ ક્યારે અને કેવી રીતે ઊજવશો? (૨૫) શ્રાદ્ધ વિજ્ઞાન (૨૬) આત્મપૂજા ઉપનિષદ (આત્મજ્ઞાન, આત્મતીર્થ, આત્મપૂજા) (૨૭) દીપક તંત્ર (૨૮) સ્વસ્તિક તંત્ર (૨૯) ભસ્મતંત્ર (૩૦) તત્ત્વ-જ્યોતિષ (૩૧) ક્રિયાયોગ (૩૨) જ્ઞાનપાન ભવ (૩૩) આશ્ચર્ય તંત્ર.

શ્રીમાન્ પુરોહિત(શરદવસિષ્ઠ) અનેક વિષયોના મર્મજ્ઞ વિદ્વાન, સંશોધક સાહિત્યકાર તરીકે જાણીતા છે. કોઈપણ ગૂઢ વિષય પસંદ કરી મહાવિદ્યાર્થી તરીકે તેનાં મર્મ સુધી પહોંચી વિષયને ન્યાય આપવો તેમને માટે સ્વભાવગત છે. તેમનાં પ્રત્યેક પુસ્તકો અન્ય પ્રકાશનો કરતાં અલગ દૃષ્ટિકોણથી લખાયેલ ચિંતનસભર છતાં સ્વાન્ત સુખાય અને સર્વજન ઉપયોગી છે, જેને વિદ્વાનો, સાધુ-સંતો પણ આવકારે છે.

સામાન્યતઃ લેખકની તત્ત્વશોધકવૃત્તિ, જ્ઞાન પ્રગલ્લભતા, યોગાનુભૂતિ અને ઉપાસના પદ્ધતિ સાથે કર્મઠતા તેમજ શાસ્ત્રીય અભિગમ તેમના ગ્રંથોના માધ્યમથી પ્રગટ થાય છે.



પુટ્ટપારથીના યુગપુરુષ સાઈઅવતાર સદ્ગુરુશ્રી પરમ પૂજ્ય સત્ય સાઈબાબાનાં શ્રીચરણોમાં આ 'ધૂમાવતી મહાવિદ્યા' શબ્દપુષ્પ સપ્રેમ સમર્પિત છે. વિનમ્ર સમર્પક શ્રી સાઈચરણરજ, શરદચંદ્ર ઈ. પુરોહિત(શરદવસિષ્ઠ)નાં શતકોટિ પ્રણામ

# અનુક્રમણિકા


| અનુક્રમ | વિષય | પાના નંબર |
|---|---|---|
| ૧. | સ્તવન મંગલમ્ | ૧ |
| ૨. | ગ્રંથ વિષયસેતુ | ૧ |
| ૩. | ધૂમાવતી સારતત્ત્વ | ૭ |
| ૪. | ધૂમાવતીની ઉત્પત્તિકથા | ૮ |
| ૫. | ધૂમાવતી રહસ્ય ચિંતન | ૧૨ |
| ૬. | કાકધ્વજ રથારૂઢા ધૂમાવતી | ૧૫ |
| ૭. | કાકભુશુંડીજી અને ધૂમાવતી | ૧૯ |
| ૮. | સૂર્પહસ્તા ધૂમાવતી | ૨૪ |
| ૯. | ધૂમાવતીના ઋષિ પિપ્પલાદની કથા | ૨૬ |
| ૧૦. | અલક્ષ્મીની કથા | ૨૮ |
| ૧૧. | ભૂખી-માનું ભૂખવિજ્ઞાન | ૩૧ |
| ૧૨. | ધૂમાવતી ઉપાસક સાઈબાબા | ૪૦ |
| ૧૩. | યજુર્વેદમાં ધૂમાવતી | ૪૨ |
| ૧૪. | મા ધૂમાવતીની પીઠ : દતિયા. | ૪૪ |
| ૧૫. | દશ મહાવિદ્યા જયન્તી | ૪૭ |
| ૧૬. | દશ મહાવિદ્યા નિદર્શન તાલિકા | ૪૮ |
| ૧૭. | શ્રી ધૂમાવતી સપર્યા પૂજાવિધાન | ૪૯ |
| ૧૮. | શ્રી ધૂમાવતી પૂજન | ૬૪ |
| ૧૯. | આવરણપૂજન (પ્રથમ પ્રકાર), આવરણપૂજા (બીજો પ્રકાર) | ૭૨ |
| ૨૦. | ફેત્કારિણી સિદ્ધિ | ૭૬ |
| ૨૧. | શત્રુહન્તા ધૂમાવતી મંત્રપ્રયોગ | ૭૯ |
| ૨૨. | મોક્ષદાતા શ્રીધૂમાવતી મંત્રપ્રયોગ | ૮૧ |
| ૨૩. | શ્રી ધૂમાવતી ગાયત્રીમંત્ર સાધના | ૮૩ |
| ૨૪. | ધૂમાવતી માલામંત્ર | ૮૪ |
| ૨૫. | નાથ સંપ્રદાયનો ધૂમાવતી મંત્ર | ૮૫ |

૨૬. ધૂમાવતી સાધનાના વિશિષ્ટ પ્રયોગો ........ ૮૫
૨૭. धूमावती कवचम् । ........ ૮૭
૨૮. धूमावती हृदयम् । ........ ૮૮
૨૯. श्री धूमावती-स्तुति । ........ ९१
૩૦. धूमावती अष्टक पुण्य स्तोत्र । ........ ४६
૩૧. अष्टोत्तर शतनाम स्तोत्रम् । ........ ९५
૩૨. धूमावती सहस्त्रनाम स्तोत्रम् । ........ ९७
૩૩. धूमावती कौतुकम् । ........ १०८
૩૪. महाविद्या स्तोत्रम् । ........ ११०
૩૫. સરભેશ્વર મંત્રપ્રયોગ ........ ૧૧૨
૩૬. शरभेशाष्टक स्तोत्र । ........ ११३
૩૭. પ્રત્યંગિરા સાધના ........ ૧૧૬
૩૮. प्रत्यंगिरा स्तोत्र ........ ११७
૩૯. ત્વરિતા મંત્રપ્રયોગ ........ ૧૧૮
૪૦. અઘોર મંત્રપ્રયોગ ........ ૧૧૯
૪૧. પાશુપતાસ્ર મંત્રપ્રયોગ ........ ૧૨૦
૪૨. श्री विष्णु अपराजिता विद्या ........ १२१

॥ श्री गणेशाय नमः ॥

॥ श्रीसद्गुरवे नमः ॥ ॥ श्री सरस्वत्यै नमः ॥

## स्तवन मंगलम्

ॐकारमाद्यं प्रपदन्ति सन्तो वाचः श्रुतीनामपि ये गृणन्ति ।
गजाननं देव-गणानतांघ्रि भजेऽहमर्द्धेन्दु कृतावतंसम् ॥
पादारविंदार्चन-तत्पराणां संसार-दावानल-भङ्ग-दक्षम् ।
निरन्तरं निर्गत-दान-तोयैस्तं नौमि विघ्नेश्वरमम्बुजामम् ॥
न गुरोरधिकं तत्त्वं न गुरोरधिकं मतः ।
तत्वज्ञानात्परं नास्तिभ तस्मै श्रीगुरवे नमः ॥

ॐ धूम्राभां धूम्रवस्त्रां प्रकटितदशनां मुक्त वालाम्बराढ्याम्,
काकाङ्कस्यन्दनस्थां धवलकरयुगां सूर्पहस्तातिरूक्षम् ।
नित्य क्षुत्क्षामदेहां मुहुरतिकुटिलां वारिवांछाविचित्रां,
ध्यायेद्धूमावती वामनयन युगलां भीतिदां भीषणास्याम् ॥
कल्पादौ या कलिकाधाऽचीकलन्मधु कैटमौ ।
कल्पान्ते त्रिजगत्सर्वं धूमावती भक्ताभि ताम् ॥
विवर्णा चंचला रुष्टां दीर्घा च मलिनाम्बरा ।
विमुक्त कुंतला रूक्षा विधवा विरल द्विजा ॥
काकध्वजरथारूढा विलंबित पयोधरा ।
शूर्पहस्तात्ति रक्ताक्षी धृत्तहस्ता वरान्विता ॥
प्रवृद्ध घोणा, तु भृशं कुटिला कुटिलेक्षणा ।
क्षुत्पिपासार्दिता नित्यं भयदा कलहास्पदा ॥

## ગ્રંથ વિષય સેતુ

धां धीं धूं धै मनावर्णा धौ धः स्वाहा स्वरूपिणी ।
महाध्वनिमुति धूप्या वन्दे देवि धूमावती ॥

દસ મહાવિદ્યાઓની સાધના કરવી એ જીવનની પ્રભુતાઈ માનવામાં આવે છે. આ દસ પ્રકારની શક્તિઓનું પ્રતીક ગણાતી અને મહત્ત્વપૂર્ણ અવસર પર જીવનમાં જે શક્તિની ઉણપ હોય છે તે ઉણપ પૂર્ણ કરવા માટે મહાવિદ્યા સાધના ઉપાસના કરવી એ જીવનનું સૌભાગ્ય માનવામાં આવે છે.

સાંસારિક સુખ પણ અનાયાસ પ્રાપ્ત નથી થઈ જતું, તેને માટે પણ સાધનાનું બળ અને મંત્રસિદ્ધિ આવશ્યક છે. સુખ પ્રાપ્ત કરવું એ પણ એટલું જ મહત્ત્વપૂર્ણ હોય

છે. આજના પ્રતિસ્પર્ધાના યુગમાં એ ક્યાં સંભવ છે કે, વ્યક્તિ પોતાના જીવનની કેટલીક ક્ષણો સુખ અને આનંદમાં વ્યતીત કરી શકે ! તે તો રોજબરોજ કોઈ ને કોઈ સમસ્યાથી ઘેરાયેલી જ રહે છે અને તેનો મુકાબલો કરતાં કરતાં તેની મોટા ભાગની શક્તિ સમાપ્ત થઈ જાય છે આવી પરિસ્થિતિમાં તેને શારીરિક શક્તિની સાથે દૈવીશક્તિની પણ આવશ્યકતા રહે છે. એ મનુષ્ય માત્રનો સ્વભાવ છે કે જ્યારે ચારે બાજુઓથી હેરાનગતિ, મુસીબતો અને અડચણોનાં વાદળો ઘેરાયેલાં (છવાયેલાં) હોય છે ત્યારે વ્યક્તિ ઈશ્વરની અભ્યર્થના-પ્રાર્થના-ઉપાસના માટે સમય ફાળવવા વિવશ બની જાય છે. બાકી સામાન્ય સંજોગોમાં અને સુખના સમયમાં ઈશ્વર યાદ પણ આવતો નથી.

શારીરિક શક્તિ યોગ્ય ખાનપાન અને યોગ દ્વારા પ્રાપ્ત થઈ શકે છે, પરંતુ દૈવીશક્તિ તો સાધના-ઉપાસનાના માધ્યમથી જ પ્રાપ્ત કરી શકાય છે. પ્રત્યેક વ્યક્તિ, પછી તે સ્ત્રી હોય કે પુરુષ સર્વ માટે સાધનાનાં દ્વાર સર્વદા ખુલ્લાં છે. પ્રત્યેક ગૃહસ્થ અને સંન્યાસીને માટે શક્તિ સાધના વિશેષ મહત્ત્વપૂર્ણ હોય છે. એના અભાવમાં જીવન અપૂર્ણ અને અભાવપૂર્ણ બની રહે છે.

શક્તિસાધનાની ત્રણ શ્રેણી છે - પશુભાવ, વીરભાવ અને દિવ્યભાવ. ઘૃણા, લજ્જા, ભય, શંકા, જુગુપ્સા, કુલ, શીલ અને જાતિ આ આઠ પાશોથી આબદ્ધ જીવ પશુ જેવો હોય છે. પરંતુ શક્તિસાધના સંપન્ન કરવાથી તે જીવ પાશમુક્ત થઈ પશુપતિ (શિવત્વ)ને પ્રાપ્ત કરે છે.

આદિકાળથી પ્રત્યેક વ્યક્તિને આકાંક્ષા રહેતી આવી છે કે, તે પૂર્ણ ક્ષમતા સાથે ઉન્નતિના માર્ગે અગ્રસર થાય અને પોતાના જીવનમાં જે કંઈ ઇચ્છે છે તે તેને સંપૂર્ણપણે પ્રાપ્ત થઈ જાય. પરંતુ આપણે પ્રયત્નરત તો છીએ, પણ તેમાં સફળતા નથી મળતી. એનાં અનેકવિધ કારણો પૈકી એક પ્રમુખ કારણ એ છે કે ઇચ્છા, અનિચ્છાએ, જાણ્યે-અજાણ્યે આપણી પ્રગતિના અવરોધક શત્રુઓ સ્વતઃ પેદા થઈ જાય છે. આ રીતે આપણાં જીવનની જે રીતે પ્રગતિ થવી જોઈએ તે થઈ શકતી નથી. કારણ કે આપણી બધી શક્તિ આ ગુપ્ત અને પ્રગટ શત્રુઓનો સામનો કરવામાં જ ખર્ચાઈ જાય છે.

આપણાં જીવનમાં માત્ર વ્યક્તિ જ શત્રુ છે એવું નથી, પરંતુ શાસ્ત્રોમાં શત્રુઓના નવ પ્રકાર જણાવેલ છે, તેના કારણે આપણાં જીવનની પ્રગતિ મન ચાહી રીતે થઈ શકતી નથી. આ નવ પ્રકારના શત્રુઓ આ પ્રમાણે છે -

૧. **પ્રત્યક્ષ શત્રુ :** જેની સાથે આપણે શત્રુતાનો ભાવ રાખીએ છીએ.

૨. **અપ્રત્યક્ષ શત્રુ :** જે સ્પષ્ટ રૂપથી આપણી સામે સશરીર આવી ઊભો નથી રહેતો. પરંતુ તેમની બધી પ્રવૃત્તિઓ શત્રુવત્ જ હોય છે, જે સદા સર્વદા આપણું અહિત જ કરતી હોય છે.

૩. **વિશ્વાસઘાતી શત્રુ :** જે આપણો મિત્ર છે, ધંધા-વ્યાપારનો ભાગીદાર છે, જેનો આપણે વિશ્વાસ કરીએ છીએ. સમય આવતાં તે જ આપણને દગો કરે છે, યા તો પીઠમાં છરો ભોંકી દે છે. આવા શત્રુઓ ઘણાં જ નુકસાનકર્તા હોય છે.

૪. ઋણ શત્રુ : દેવું (ઉધારી)એ સ્વયં પોતે જ એક પૂર્ણ શત્રુરૂપ છે, કારણ કે પૈસા માંગનાર વ્યક્તિ સવાર-સાંજ જ્યારે આવીને આપણી છાતી પર સવાર થાય છે ત્યારે આપણને જે વેદના થાય છે તે ભુક્તભોગી જ સમજી શકે છે. એટલા માટે આ શત્રુ પણ આપણા જીવનની ઉન્નતિમાં પૂર્ણરૂપથી બાધક છે.

૫. દરિદ્રતા શત્રુ : દરિદ્રતા યા નિર્ધનતા આપણાં જીવનનો પ્રબળ શત્રુ છે. કારણ કે જ્યારે ઘરમાં ગરીબાઈ હોય છે ત્યારે આપણે જીવનમાં જે કંઈક કરવા ઇચ્છીએ છીએ તે કરી નથી શકતા. આપણે પોતાના જીવનની જે ઉન્નતિ ચાહીએ છીએ તે નથી કરી શકતા, કારણ કે તે દરિદ્રતા આપણા જીવનના પ્રત્યેક પગલે રસ્તો રોકીને ઊભી થઈ જાય છે અને ડગલે ને પગલે આપણે અપમાનિત થવું પડે છે. દરિદ્રતારૂપી શત્રુ એ આપણા જીવનમાં પૂર્ણ રીતે બાધક છે.

૬. રોગ શત્રુ : જીવનમાં સર્વ વસ્તુ પ્રાપ્ત હોવા છતાં પણ જો મનુષ્ય બીમાર, અશક્ત અને કમજોર રહેતો હોય, યા નિત્ય નવીનવી બીમારીઓથી તે ઘેરાયેલો રહેતો હોય તો તેનો બધો ઉત્સાહ અને જુસ્સો આપમેળે જ સમાપ્ત થઈ જાય છે અને જીવન જીવવાનો ઉમંગ રહેતો નથી. એટલે જ તો રોગરૂપી શત્રુથી મુક્તિ મેળવી સુખી થવું એ જીવનનું મહત્ત્વપૂર્ણ લક્ષ્ય છે.

૭. કુભાર્યા શત્રુ : સારી સુલક્ષણા, પતિવ્રતા, કહ્યાગરી અને સમર્પિત ભાવવાળી પત્ની જીવનમાં મળે તો યોગ્ય રીતે ગૃહસ્થજીવન સંચાલિત થઈ શકે. સુખી જીવન માટે તો વિવાહ(લગ્ન)નું વિધાન છે. પણ એવું સુખદ ભાગ્ય બધાને મળતું નથી. ક્યારેક પત્ની કુમાર્ગગામી હોય, સ્વૈચ્છાચારી હોય, ડગલે પગલે અપમાન કરનારી હોય, કલહપ્રિયા હોય, અસંતોષી હોય અથવા તો રોગગ્રસ્ત રહેતી હોય તો ધારેલું સુખ મળતું નથી. ત્યારે પત્ની નિશ્ચયપૂર્વક શત્રુરૂપ બની જાય છે. પતિ સમાજના ભયથી તેને કંઈ કહી શકતો નથી અને પોતે અપમાનના ઘૂંટડા પીતો પીતો ચિંતાગ્રસ્ત પરિસ્થિતિમાં જીવન સમાપ્ત કરે છે.

૮. કુપુત્ર શત્રુ : જો પુત્ર ન હોય તો પણ વ્યક્તિ સમાજમાં વાંઝિયામેણાંનો શિકાર બને છે. ટીકાપાત્ર થાય છે. આમ પુત્રનો અભાવ શત્રુરૂપ છે. અને જો પુત્ર હોય ને તે અશિક્ષિત, મૂર્ખ, આચારભ્રષ્ટ અને કુમાર્ગગામી હોય, આજ્ઞાનું પાલન ન કરતો હોય, યોગ્ય રીતે કમાણી ન કરતો હોય, ઉડાઉ અને ખર્ચાળ હોય અથવા આળસુ અને ઉદ્ધત હોય તો એવો પુત્ર પણ શત્રુરૂપ જ માનવામાં આવે છે, જે સ્વયં ઠરતો નથી તો માતાપિતાને કેવી રીતે ઠારે ! એવા પુત્રની સતત ચિંતા રહે છે.

૯. ભાગ્યહીનતા શત્રુ : જો આપણું ભાગ્ય જ કમજોર હોય,.આપણે સારા માટે અથાગ પ્રયત્નો કરીએ છતાં તમામ સફળતા ન મળે, જો આપણે પરિશ્રમ કરીએ અને ધાર્યું પરિણામ મળે નહિ, જો આપણે ધંધા-વેપારમાં જીવના જોખમે મહેનત કરીએ અને તેનાથી લાભ મળે નહિ, ત્યારે ભાગ્યનો દોષ માનવામાં આવે છે અને એવું ભાગ્ય પણ પ્રબળ હોય છે તેથી જ તો કહ્યું છે કે 'भाग्यं फलति सर्वत्र न च विद्या न पौरुषं।'

ઉપરોક્ત નવ પ્રકારના શત્રુઓ પૈકી એક અથવા અધિક શત્રુ જીવનમાં પ્રવેશી જાય તો આપણા જીવનની પ્રગતિ અટકી જાય છે. ઉપનિષદોમાં સ્પષ્ટરૂપથી કહેવામાં આવ્યું છે. કે કોઈપણ પરિસ્થિતિમાં શત્રુઓને સમાપ્ત કરવા જ જોઈએ અને શત્રુઓને સમાપ્ત કરવા એ જ જીવનની પૂર્ણતા છે. વ્યક્તિ જેટલી જલદી શત્રુઓને સમાપ્ત કરી શકે તેટલી જલદી તેના જીવનની પૂર્ણ પ્રગતિ થાય છે.

'શાક્ત પ્રમોદ' નામક ગ્રંથમાં કહ્યું છે કે -

महापदि महाघोरे महारोगे महारणे ।
शत्रुच्चाहि मारणादौ जन्तुनाम्मोहने तथा ॥
पठेन्मंत्रमिदंदेवि सर्वत्र सिद्धिवाग्भवेत् ।

અર્થાત્ - કોઈપણ પ્રકારનાં રોગ, ઋણ, દુર્ભાગ્ય અને શત્રુ બાધાથી મુક્તિ ફક્ત ધૂમાવતી મંત્રની ઉપાસના જ આપી શકે છે.

કહેવાય છે કે - 'સમય બડા બલવાન હોતા હૈ' (સમય ઘણો જ બળવાન હોય છે) અને સમયની આગળ બધાએ હાર માનવી જ પડે છે. પરંતુ સમય ઉપર જે વિજય પ્રાપ્ત કરે છે તે કાલજયી કહેવાય છે. તે સમયથી વધુ, કાળથી વધુ બળવાન કહેવાય છે. આવા એક યુગ-યુગાન્તરના દ્રષ્ટા કલ્પોના ઘટનાક્રમના એકમાત્ર સાક્ષી કાકભુશુંડીજી (કાક ઋષિ) છે, તેમણે કાળ અને મૃત્યુ પર વિજય પ્રાપ્ત કરેલો અને ધૂમાવતીનું વાહન બની કાકધ્વજારૂઢા ધૂમાવતી સાથે યુક્તિ સંગત રીતે સંકળાયેલા છે. તેનું ચરિત્ર આ પુસ્તકમાં વર્ણવેલ છે.

શક્તિ સમન્વિત બનવું અને શક્તિશાળી બનવું એ કેવળ શક્તિ સાધનાના માધ્યમથી જ સંભવ છે, જેના માધ્યમથી દુર્ભાગ્યને સુભાગ્યમાં પરિવર્તિત કરી શકાય છે.

દસ મહાવિદ્યાઓમાં ધૂમાવતી સાતમી મહાવિદ્યા છે. વિશેષતા તો એ છે કે ધૂમાવતી દારુણ મહાવિદ્યા છે, કષ્ટસાધ્ય છે. પરંતુ ધૂમાવતી મહાવિદ્યા સાધના સ્વયં મહત્ત્વપૂર્ણ સ્થાન ધરાવે છે. આ સાધના બાબતમાં બે વાત વિશેષ ધ્યાનાકર્ષક છે, પ્રથમ તો તે (ધૂમાવતી) દુર્ગાની વિશેષ કલહ નિવારણી શક્તિ છે. બીજી એ કે પાર્વતીનું એ વિશાળ રૂક્ષ સ્વરૂપ છે ને ક્ષુધાથી વિકલિત, કૃષ્ણવર્ણીય સ્વરૂપ છે, જે પોતાના ભક્તોને અભય પ્રદાન કરનારી તથા તેમના શત્રુઓને માટે સાક્ષાત્ કાળસ્વરૂપ છે.

જેવી રીતે તારા, બુદ્ધિ અને સમૃદ્ધિની, ત્રિપુરસુંદરી પરાક્રમ અને સૌભાગ્યની સૂચક અને માતંગી સંસારનાં સુખો આપનારી મહાવિદ્યા માનવામાં આવે છે, તેવી રીતે બગલામુખી, છિન્નમસ્તા આદિ સાધનાઓ શત્રુઓને સમાપ્ત કરવા માટે છે, પરંતુ તેનો પ્રભાવ ધીમે ધીમે થાય છે. એની અપેક્ષાએ ધૂમાવતી સાધનાનો પ્રયોગ શત્રુઓના નાશ માટે તરત જ અસર કરનારો છે. સાધના સમાપ્ત થતાં થતાં તો એ અનુકૂળ પરિણામ બતાવે છે. આ સાધનાના માધ્યમથી આગળ જેનું વિસ્તારથી વર્ણન કરાયું છે તે નવ

પ્રકારના શત્રુઓ પર વિજય પ્રાપ્ત કરવામાં સાધક સફળ થાય છે. એટલા માટે તો ધૂમાવતી સાધનાને સર્વશ્રેષ્ઠ સ્થાન પ્રાપ્ત થયું છે.

શત્રુને સમાપ્ત કરવાનો ધૂમાવતી સાધનાનો ભાવ એવો છે સાધકનું વ્યક્તિત્વ સૂર્ય સમાન પ્રખર અને તેજસ્વી થાય, જેથી શત્રુ ભયભીત બની શત્રુતાનો ભાવ જ છોડી દે અને સાધકની સામે શત્રુના રૂપમાં શત્રુ ઊભો રહેવાની હિંમત જ ન કરી શકે. જેનાથી રોગ, ઋણ અને દરિદ્રતા સમૂલ નષ્ટ થઈ શકે, જેનાથી પત્ની અને પુત્ર ઉચિત માર્ગ પર આવી જાય અને જીવનમાં સહાયક બની જાય. વિશ્વાસઘાતી મિત્ર અને વ્યાપારનો ભાગીદાર અનુકૂળ બની શકે અને આ રીતે માનવનું જીવન વધુ સુખમય, વધુ આનંદદાયક અને વધુ શ્રેષ્ઠ બને છે.

ધૂમાવતી સાધના મૂળરૂપમાં તાંત્રિક સાધના છે. આ સાધના સિદ્ધ થવાથી ભૂત-પ્રેત-પિશાચ અને અન્ય તંત્ર બાધાનો સાધક અને તેના પરિવાર પર કોઈ પ્રભાવ નથી પડતો. પરંતુ તેની પ્રબળથી પ્રબળ બાધાઓનું નિરાકરણ થવા માંડે છે. ધૂમાવતી સાધનાનું સ્વરૂપ ક્ષુધા અર્થાત્ ભૂખથી પીડિત સ્વરૂપ છે અને એને પોતાના ભક્ષણ માટે કંઈ ને કંઈ અવશ્ય જોઈએ. જ્યારે કોઈ સાધક ભગવતી ધૂમાવતીની સાધના સંપન્ન કરે છે તો દેવી પ્રસન્ન થઈને શત્રુઓનું ભક્ષણ કરી લે છે અને સાધકને અભય પ્રદાન કરે છે. સાથોસાથ તેના જીવનમાં ધન-ધાન્ય, સમૃદ્ધિની કમી નથી રહેવા દેતી. એટલા માટે ધૂમાવતીને દુઃહારિણીના નામથી પણ પૂજવામાં આવે છે. લક્ષ્મીપ્રાપ્તિ માટે પણ સાધકે આ શક્તિની આરાધના કરતા રહેવું જોઈએ.

મહાવિદ્યાઓમાં ધૂમાવતીની સાધના બહુ જ ક્લિષ્ટ માનવામાં આવે છે. આ માટે સાધકે ખૂબ જ પવિત્રતાપૂર્વક સાધના કરવી જોઈએ. આ સાધના કરતા પહેલા યોગ્ય ગુરુ પાસે દીક્ષા પ્રાપ્ત કરવાનો પ્રયાસ કરવો આવશ્યક છે, જેથી સાધનાકાળમાં કોઈપણ પ્રકારનો ભય ન રહે અને સાધનામાં કોઈ અવરોધની સંભાવના ન રહે.

શક્તિ-સાધના પ્રવૃત્તિ અને નિવૃત્તિના ઉભય માર્ગ માટે વિહિત છે, જેમાં શરીરના ગૌરવનું જ નહિ, પરંતુ શક્તિના સંચારનું મહત્ત્વ છે. વસ્તુતઃ શક્તિસાધના પ્રત્યેક ગૃહસ્થને માટે એક યા બીજા સ્વરૂપે અનિવાર્ય છે. જીવનમાં, ભાગ્યમાં જે કંઈ ન હોય, તેને પ્રાપ્ત કરી લેવું જ શક્તિસાધનાનું પ્રાપ્તવ્ય છે.

ધૂમાવતી 'દારુણ વિદ્યા' જરૂર છે. પરંતુ સૃષ્ટિમાં જેટલાં દુઃખ છે, વ્યાધિઓ છે, બાધાઓ છે, તેના શમન માટે એની સાધના શ્રેષ્ઠતમ માનવામાં આવે છે. જે વ્યક્તિ યા સાધક આ મહાશક્તિની આરાધના ઉપાસના કરે છે તેના ઉપર એ અતિ પ્રસન્ન થઈને તેના શત્રુઓનું તે ભક્ષણ કરે છે. સાથોસાથ તેના જીવનમાં ધન-ધાન્ય સમૃદ્ધિની ઊણપ તે રહેવા દેતી નથી. એટલા માટે એને 'અલક્ષ્મી'ના નામથી પણ પૂજિત કરવામાં આવે છે. જીવનમાં બધા અભાવોને દૂર કરવાના સ્વભાવવાળી લક્ષ્મીનું અન્ય સ્વરૂપ અ-લક્ષ્મી છે. એટલા માટે લક્ષ્મીપ્રાપ્તિને માટે પણ સાધકે આ શક્તિનું આરાધન કરતા રહેવું જોઈએ.

પ્રિય પાઠકો અને સાધકોને જણાવવાનું કે જીવનમાં સદાકાળ સુખ ટકતું નથી, સદાકાળ દુઃખ ટકતું નથી. એ વાત ધ્યાનમાં રાખી જીવનમાં કસોટીનો કાળ ધૈર્ય ધારણ કરી પસાર કરવો, હિંમત હારવી નહીં. જીવનમાં ધીમી પણ ચોક્કસ ગતિએ ઉન્નતિ સધાય તે માટે પરાશક્તિ જગદંબાનું સ્મરણ કરતા રહેવું અને શક્ય તેટલા સાધના તત્પર બનવું, જેથી શક્તિનો કલ્યાણકારી સ્રોત એક દિવસ અચુક લક્ષ્ય પ્રાપ્તિ કરાવશે જ એમાં મને શંકા નથી.

આ ધૂમાવતી સાધનાનો વિષય ગ્રંથસ્થ કરવામાં અને વિષયવસ્તુને યોગ્ય ન્યાય આપી, યોગ્ય ઢાંચામાં ઢાળવામાં માતા ધૂમાવતીએ મારી અનેક કસોટી કરી છે. કેટલીકવાર શૂન્યમનસ્ક પણ બનાવી દીધો. વિચારો આગળ વધે જ નહીં. શરીર પણ ક્યારેક સાથ સહકાર આપવાનો ઈન્કાર કરે, જેના કારણે વિલંબ અનુભવાય. ત્યારે કસોટીકાળમાં લેખન-સાધનાનું કાર્ય અપૂર્ણ રહેવાની પણ આશંકા જાગતી.

આમ ભગવતી ધૂમાવતીએ મારી ઘણી જ પરીક્ષા કરી છે. પરંતુ અપ્રગટ રૂપે મને પ્રેરણા આપી લેખનકાર્યનું અનુસંધાન કરાવ્યું અને આપની સમક્ષ આ વિષય ગ્રંથસ્થ કરી રજૂ કર્યો તેમાં ભગવતી ધૂમાવતીની કૃપા અને અનુગ્રહનાં મને દર્શન થાય છે. આ પુસ્તકના લખાણમાં કે વિચારોની અભિવ્યક્તિમાં જે કંઈ ત્રુટિ હોય તો તે મારી છે અને ઉત્તમતા છે એ મા ધૂમાવતીની પ્રેરણાનું પરિણામ છે. આ ગ્રંથની રચનાથી હું કૃતાર્થતા અનુભવી ભગવતી ધૂમાવતીનું સ્તવન કેટલાક શ્લોકો દ્વારા અહીં પ્રસ્તુત કરું છું.

धूं बीजा धूं जयानन्दा धूं बीज जपतोषिता ।
धूंकार-हर्षिणी देवि वन्दे धनदा धूमावती ॥
धारा धारावती धन्या धर्मदान परायण ।
धर्मिष्ठा धर्मरूपा च वन्दे धन्या धूमावती ॥
धूम्रवर्णा च धूम्राक्षी धूमाक्षासुर-घातिनी ।
धूं बीज जपमालाढ्या वन्दे धर्मा धूमावती ॥
धामोद्यान पयोदात्री धामधूलि प्रधूलिता ।
धन्य शब्द श्रुति प्रीता वन्दे धूम्रा-धूमावती ॥
धीवरी धनदात्री च धीवरी प्राणरक्षिणी ।
धात्रीशा धातृ - सम्पूज्या ध्यानगम्या धूमावती ॥
धरित्री रक्षिणीदेवी धराप्रलयकारिणी ।
धनुर्संवृद्धि सम्पन्ना धन्योऽहं वन्दे धूमावती ॥

ભગવતી ધૂમાવતીના જયજયકાર અને સર્વના કલ્યાણની પ્રાર્થના સાથે વિરમું છું.

કણબીવાડ, લિ. વિદ્વદ્જન ચરણચંચરિક,
મુ.પો. ડુમસ, જિ. સુરત શરદચંદ્ર ઈશ્વરલાલ પુરોહિત (શરદ વસિષ્ઠ)

# ધૂમાવતી સારતત્ત્વ

માતા ધૂમાવતી દસ મહાવિદ્યાઓમાં સાતમા સ્થાન પર પરિગણિત છે. ધૂમાવતીની ઉપાસના વિપત્તિ-નાશ, રોગ-નિવારણ, યુદ્ધ-જય, ઉચ્ચાટન તથા મારણ આદિ માટે કરવામાં આવે છે. 'શાક્ત પ્રમોદ'માં કથન છે કે એના ઉપાસક પર દુષ્ટાભિચારનો પ્રભાવ પડતો નથી. સંસારમાં રોગ અને દુઃખનું કારણ ચાર દેવતાઓ છે. જ્વર, ઉન્માદ તથા દાહનું કારણ રૂદ્રનો કોપ છે. મૂર્છા, વિકલાંગતા યમના કોપથી, ધુંદ, ગઠિયા (સંધિવાત) અને લકવા વરુણના કોપથી તથા શોક, કલહ, ક્ષુધા, તૃષા આદિ નિર્ઋતિના કોપથી થાય છે. 'શતપથ બ્રાહ્મણ' અનુસાર ધૂમાવતી અને નિર્ઋતિ એક જ છે. એ લક્ષ્મીની જ્યેષ્ઠા પણ છે, એટલે જ્યેષ્ઠા નક્ષત્રમાં જન્મેલી વ્યક્તિ જીવનભર દુઃખ ભોગવે છે.

'સ્વતંત્ર તંત્ર'ના કથનાનુસાર સતીએ જ્યારે દક્ષયજ્ઞમાં યોગાગ્નિ વડે સ્વયં પોતાના દેહને ભસ્મ કર્યો ત્યારે જે ધૂમાડો પ્રગટ થયો તેનાથી ધૂમાવતી-વિગ્રહનું પ્રાકટ્ય થયું હતું.

પાર્વતીએ ભૂખ અસહ્ય બનતાં શિવને ઉદરસ્થ કર્યા અને ધૂમાડો પ્રગટ થયો તેમાંથી ધૂમાવતીનું પ્રાકટ્ય થયું અને તે ધ્રુમા કહેવામાં આવી. આની કથા વિસ્તારથી આ ગ્રંથમાં વર્ણવી છે. ધૂમાવતી મહાશક્તિ એકલી અને સ્વયં નિયંત્રિકા છે, તેનો કોઈ સ્વામી નથી એટલા માટે વિધવા કહેવામાં આવી છે. શિવને ગળી જવું એટલે સ્વામિત્વનો નિષેધ. દુર્ગાસપ્તશતીમાં દેવીએ પ્રતિજ્ઞા કરી છે કે -

यो मां जयति संग्रामे यो मे दर्पं व्यपोहति ।
यो मे प्रतिबलो लोके स मे भर्ता भविष्यति ॥
(अ. पा. १२०)

અર્થાત્ 'જે મને યુદ્ધમાં જીતશે, જે મારા દર્પ(અભિમાન)નું ખંડન કરશે, જે મારા કરતાં વધારે બળવાન હશે તે મારો પતિ થશે.' એ શક્ય બન્યું નથી એટલે એ કુંવારી છે, એ ધન યા પતિરહિત છે અથવા પોતાના પતિને ઉદરસ્થ કરી(ગળી) જવાથી વિધવા છે.

તંત્ર ગ્રંથો અનુસાર ધૂમાવતી ઉગ્રતારા જ છે, જે ધૂમ્રા હોવાથી ધૂમાવતી કહેવાય છે. દુર્ગાસપ્તશતીમાં બાભ્રવી અને તામસી નામથી એનો જ ઉલ્લેખ અને ચર્ચા છે. એ પ્રસન્ન થઈને રોગ અને શોકનો નાશ કરે છે તથા કુપિત થવાથી સમસ્ત સુખો અને કામનાઓનો નાશ કરે છે. એની શરણાગતિથી વિપત્તિનાશ તથા સમ્પન્નતા પ્રાપ્ત થાય છે.

'નારદ પંચરાત્ર' અનુસાર એણે જ પોતાના શરીરમાંથી ઉગ્રચંડિકાને પ્રગટ કરી હતી, જે સેંકડો ગીધડીઓ માફક અવાજ કરવાવાળી હતી.

ઋગ્વેદોક્ત રાત્રિસૂક્તમાં એને 'સુતરા' કહેવામાં આવી છે. સુતરાનો અર્થ

સુખપૂર્વક તારવા યોગ્ય થાય છે. તારા યા તારિણીને એનું પૂર્વ રૂપ બતાવવામાં આવ્યું છે. એટલા માટે આગમોમાં એને અભાવ અને સંકટને દૂર કરી સુખ પ્રદાન કરનારી ભૂતિ કહેવામાં આવી છે. ધૂમાવતી સ્થિતપ્રજ્ઞતાની પ્રતીક છે. જીવની દીનાવસ્થા, ભૂખ, તરસ, કલહ, દરિદ્રતા આદિ એની ક્રિયાઓ છે, અર્થાત્ વેદની શબ્દાવલિમાં ધૂમાવતી એ જ કદ્રૂ છે, જે વૃત્રાસુર આદિની સર્જક છે.

# ધૂમાવતીની ઉત્પત્તિની કથા

દક્ષ પ્રજાપતિએ યજ્ઞાનુષ્ઠાનનો પ્રારંભ કર્યો, યજ્ઞ ચાલી રહ્યો હતો. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ સહિત તમામ દેવતાઓ અને ઋષિગણ વિરાજમાન હતા. દક્ષ પ્રજાપતિએ યજ્ઞાનુષ્ઠાનનું આયોજન કરેલું. દક્ષ પ્રજાપતિએ યજ્ઞમંડપમાં પ્રવેશ કર્યો એટલે સર્વએ મધુર ભાવથી શિષ્ટાચારવશ તેમનું અભિવાદન કર્યું. પરંતુ દેવાધિદેવ મહાદેવ, ભૂતભાવન સમસ્ત ભૂતગણો સાથે વિરાજમાન હતા, તેમણે આછું સ્મિત વેર્યું પરંતુ જેને શિષ્ટાચાર સાથે કોઈ લેવાદેવા ન હોય તે શા માટે કોઈનું અભિવાદન કરે ! એને તો કોઈની જરૂરત જ નથી. મૂર્ખ દક્ષ ઉન્માદથી પાગલ બન્યો. મહેશ્વરને અપશબ્દો બોલવા લાગ્યો, અપમાનિત કર્યા મહાદેવજીને, આમ છતાં તેઓ સ્થિતપ્રજ્ઞ બની બેસી રહ્યા. નથી તેમને ગાળોથી ફરક પડતો, નથી પ્રશંસાથી ! દક્ષ તેમને શ્રાપ દેવા લાગ્યો. શિવજીને તેમણે વેદવિરોધી કહ્યા. તેમને યજ્ઞમાં ભાગ આપવા પ્રતિબંધ ફરમાવ્યો. આ બધું જોઈ અને નંદીશ્વર કોપિત થઈ ગયા, તેમણે પણ શ્રાપ દીધો. જોતજોતામાં નંદીએ શ્રાપ આપ્યો, વેદમંત્રને કીલિત કરી દીધા. વેદના ગૂઢજ્ઞાનને બ્રાહ્મણો માટે કીલિત કરી દીધું. નંદીશ્વર બોલ્યા -: 'આજથી આ યજ્ઞમંડપમાં બેઠેલા સર્વ ઋષિ-મુનિઓ અને બ્રાહ્મણો જેઓ દક્ષનું અનુસરણ કરી રહ્યા છે, તેઓ કેવલ કર્મકાંડી બનીને રહી જશે અને કર્મકાંડ પર જ એમની જીવિકા આધારિત થઈ જશે. અર્થાત્ કર્મકાંડ તેમનો વ્યવસાય કે આધાર માત્ર રહી જશે. તેઓ મોક્ષ પ્રાપ્ત કરી શકશે નહીં.' એટલે જ ત્યાર પછી આજદિન સુધી જેઓ કર્મકાંડ ઉપર નિર્ભર રહે છે તેઓ વેદના સૂક્ષ્મ જ્ઞાનથી સદૈવ અનભિજ્ઞ રહે છે.

બસ, મહેશ્વર પોતાના ગણો સાથે યજ્ઞસ્થળ પરથી ઊઠીને ચાલી ગયા. અર્થાત્ યજ્ઞ શિવવિહીન (કલ્યાણરહિત) બની ગયો. શક્તિ જ્યારે શિવવિહીન બની જાય છે, કાર્યમાં શિવત્વ જ ઉપસ્થિત નથી રહેતું, બુદ્ધિના ઉપર જ્યારે શિવત્વનો અંકુશ સમાપ્ત થઈ જાય છે ત્યારે ધૂમ્રતત્ત્વ (ધૂમાડો, ધુમ્મસ, અંધકાર, અંધાધૂંધી)નું આગમન થાય છે. અર્થાત્ વિનાશ જ વિનાશ, મૃત્યુ જ મૃત્યુ, શોક જ શોક છવાઈ જાય છે. આ સ્થિતિને દેહરહિત ધૂમાવતી ક્રિયાન્વિત થઈ છે એમ સમજવું.

કાલાન્તરે દક્ષ પ્રજાપતિએ પુનઃ એક યજ્ઞાનુષ્ઠાનનું આયોજન કર્યું અને ભગવાન વિષ્ણુને પરમ પરમેશ્વર અને આદિદેવ તરીકે ઘોષિત કરવાની પ્રતિજ્ઞા લીધી, કે જેમને

સ્વયં ભગવાન શિવે જલાભિષેક કરીને મોક્ષ અને ભોગનું ઉત્તરદાયિત્વ સોંપી પોતે તપસ્યામાં લીન થઈ ગયા. દક્ષ તો મનોમન તંગ આવી ગયો હતો, તેણે શિવજીને આમંત્રિત જ કર્યા નહીં. ધૂમાવતીએ સૂક્ષ્મ રીતે કાર્યારંભ કરી દીધો હતો. ચંદ્રમા અને રોહિણીને આકાશ માર્ગે ગમન કરતાં જોઈને પોતાની સખી જયા અને વિજયાને મોકલી તપાસ કરાવી તો તેઓ બંને દક્ષ પ્રજાપતિના યજ્ઞમાં ભાગ લેવા જઈ રહ્યાં હતાં. પાર્વતીને વાત સમજમાં આવી ગઈ. 'મારે પણ પિતા દક્ષ પ્રજાપતિને ત્યાં યજ્ઞમાં જવું છે, મને આજ્ઞા આપો.' એમ સતી પાર્વતીએ શિવજીને કહ્યું.

શિવજીએ કહ્યું કે - 'આપણને કોઈ આમંત્રણ નથી, વગર બોલાવ્યે શા માટે જવું જોઈએ ? સતી પાર્વતીએ દલીલો શરૂ કરી - 'માતા-પિતા અને ગુરુને ત્યાં જવા માટે આમંત્રણની જરૂર હોતી નથી, ગમે ત્યારે જઈ શકાય.' શિવજી તો દક્ષ પ્રજાપતિના જામાતા(જમાઈ) હતા, અપમાનિત થઈ ચૂક્યા હતા. પરિણામનો તેમને પૂરેપૂરો ખ્યાલ હતો. પાર્વતીને સમજાવવા છતાં તેઓ માન્યાં નહીં. કારણ કે સ્ત્રીહઠ પ્રબળ હતી. શિવજીએ પાર્વતીને રોકવા માટે ઘણી કોશિશો કરી પરંતુ સફળતા ન મળી. શિવજીએ પોતાનું સ્થાન છોડી ઊઠીને ચાલવા માંડ્યું. પાર્વતીનાં નેત્રો લાલ થઈ ગયાં અને તેમણે ભાગતા શિવજીને રોકવા માટે દસે દિશાઓમાં દસ મહાવિદ્યા રૂપે પોતાનાં સ્વરૂપોને પ્રગટ કર્યાં. આ રીતે દસ મહાવિદ્યાઓનો પ્રાદુર્ભાવ થયો.

આમ શિવની આજ્ઞાનું ઉલ્લંઘન થયું, શિવ-માનસનો શક્તિ દ્વારા વિરોધ થયો. આ રીતે તૈયાર થઈ ધૂમાવતીના પ્રાકટ્યની ભૂમિકા. જરૂરી શ્રૃંગાર-સામગ્રી, સજાવટ અને રસાલા સાથે સતી દાક્ષાયણી પિતા દક્ષના યજ્ઞમાં પહોંચી ગયાં.

શિવ સાન્નિધ્યહીન અને શિવવિહીન શક્તિ - સતી દાક્ષાયણિ પિતા દક્ષ પ્રજાપતિના યજ્ઞમાં અપમાનિત થયાં. દેવાધિદેવ શિવજીનાં હૃદયશ્રી પાર્વતીના મુખ ઉપર મલિનતા છવાઈ ગઈ, સૌન્દર્ય ક્ષીણ થવા માંડ્યું. પોતાની ભૂલનો મનોમન એકરાર કર્યો. અપમાનિત, દુઃખી, વ્યથિત સતી તત્કાળ ધ્યાનસ્થ થઈ ગયાં અને એક એક કરીને શરીરનાં સમસ્ત ચક્રોમાં પ્રાણને કેન્દ્રિત કરીને નાભિમંડળથી તેમણે યોગાગ્નિને પ્રગટ કર્યો અને જોતજોતાંમાં સ્થૂળ કાયા ભસ્મીભૂત થઈ ગઈ. બસ, બચી ગયું ધૂમ્રતત્ત્વ (ધુમાડો), જેનાથી વાતાવરણ ભરાઈ ગયું. આમ ધૂમાવતીનું પ્રાકટ્ય થઈ ગયું. સર્વત્ર હાહાકાર મચી ગયો.

આ ઘટનાની જાણ શિવજીને થઈ ગઈ. હવે તો શિવ પણ સતીના વિયોગી બન્યા; શક્તિથી અલગ થયા. સત-સતીથી અલગ થાય તો જગતમાં સૌમ્યતા કેવી, શાલીનતા કેવી, ધર્મ અને નિયમ કેવા અને પાપ-પુણ્ય કેવાં ? અરે, વિશ્વાસ કોના ઉપર કરવો ? એ પરિસ્થિતિનું સર્જન થયું હતું. આજ અરાજકતા અને અંધાધૂંધી, આજ સર્વનાશનું કાળચક્ર, આજ ધૂમાવતીનું સામ્રાજ્ય. આમ ધૂમાવતીને શિવવિહીન શક્તિ અને સત્ વિનાની સતી કહો કે ધૂમથી આવૃત્ત ધૂમાવતીનું પ્રાકટ્ય.

શિવ ઉન્મત્ત બન્યા, પોતાની જટા છોડી, પહાડ ઉપર પછાડી, લાકડાની માફક શિલાઓ સળગી ઊઠી. ધૂમ્રનો સંબંધ અગ્નિ સાથે છે. 'यत्र यत्र वह्नि तत्र तत्र धूम्र।'

પછી તો વીરભદ્ર, વીરેશ્વર, ભદ્રકાલી, મણિભદ્ર, મહાકાલી, સર્વેશ્વર, રક્ત ચામુંડા, કુબ્જા અને પ્રચંડ ચંડિકા જેવી મહાઉગ્ર પરાશક્તિઓ પ્રગટ થઈ ગઈ. ગીધડીઓ જેવા કર્કશ અવાજ સાથે ઉગ્ર શક્તિઓ રક્તપાન, માંસભક્ષણ અને શરીરીઓને વિદારિત કરવા માટે મેદાને પડી હતી. શિવજીએ તેમને આજ્ઞા કરી-જેને જુઓ તેને ભસ્મ કરો. મૃત્યુને ઘાટ ઉતારો, ભક્ષણ કરો. કોઈને પણ છોડશો નહીં. ભલે મારાથી તેમને વરદાન મળ્યું હોય, મારા સંરક્ષણમાં હોય અથવા મેં તેમનું સર્જન કર્યું હોય. ભલે પછી તે અંગત સગો હોય, કોઈને પણ છોડશો નહીં. કોઈને બચાવશો નહીં. સર્વનું અસ્તિત્વ મટાડી દો. અને બન્યું પણ એ જ પ્રમાણે !

અસંખ્ય સ્ત્રીઓ વિધવા બની, અસંખ્ય બ્રાહ્મણો, ઋષિ-મુનિઓ માર્યા ગયા, અસંખ્ય વિષ્ણુગણોનો નાશ થયો, દેવતાઓનું ભક્ષણ થયું. દક્ષ સતીના પિતા હતા અને શિવજીના શ્વસુર(સસરા) તેને પણ મારી નાંખવામાં આવ્યા. વિષ્ણુ અને બ્રહ્માનું સ્થાપન શિવે કર્યું હતું; તે પણ પરાજિત થયા. સર્વનાશ થયો કોઈ જ બચ્યું નહીં. આ છે ધૂમાવતીની સત્તા અને મહત્તા. તે જ્યારે સક્રિય બને છે ત્યારે કોઈપણ તેના સપાટામાંથી બચતું નથી. કારણ કે એના સંચાલનમાં શિવ અને શક્તિનો વિયોગ છે. સમગ્ર બ્રહ્માંડ શિવ અને શક્તિના સાયુજ્ય પર જ ચાલે છે.

સમસ્ત બ્રહ્માંડની રચના માટે શિવ અને શક્તિએ જ દસ મહાકાર્ય સંપન્ન કર્યાં, અર્થાત્ દસ પ્રકારે આલિંગનબદ્ધ થયાં. એ બંને દ્વારા દસ યુગલ રૂપોથી સંપન્ન થઈ જઈ આ આદિ ક્રિયાઓના કારણે દસ મહાવિદ્યા પ્રાદુર્ભૂત થઈ. શિવ(મહાકાલ) અને આદ્યશક્તિ(કાલી) દસ પ્રકારેથી આલિંગનબદ્ધ થયાં છે અને એના મહાસંભોગનાં પરિણામ રૂપે સમસ્ત બ્રહ્માંડીય પ્રપંચનો ઉદ્ભવ થયો છે. અને એ શિવ-શક્તિના સાયુજ્ય પર જ ચાલે છે.

પરંતુ આ બંનેના વિભાજનથી જે ત્રીજી શક્તિનો ઉદય થાય છે તે ત્રીજી શક્તિનું નામ છે ધૂમાવતી. એ બ્રહ્માંડની સર્વથી અધિક ગોપનીય શક્તિ છે. એ બંધનમુક્તતા છે, એજ મોક્ષદાત્રી શક્તિ છે.

'સ્વતંત્ર-તંત્ર' અનુસાર-દક્ષ-પ્રજાપતિના યજ્ઞમાં સતીનો દેહપાત થયો ત્યારે તેમાંથી જે ધૂમ્ર(ધૂમાડો) નીકળ્યો, તેમાંથી સર્વ-શત્રુનાશિની ધૂમાવતીનો આવિર્ભાવ થયો. કાલીની ઉત્પત્તિ મંગળવારે સંધ્યાકાળે અને ધૂમાવતીની અક્ષયતૃતીયાએ થઈ એવું પ્રમાણ પ્રાપ્ત છે.

ધૂમાવતી ઉત્પત્તિની બીજી એક કથા 'નારદ-પંચરાત્ર'ના ૧૩મા અધ્યાયમાંથી આ રીતે પ્રાપ્ત થાય છે.

બ્રહ્માજી કહે છે કે - પૂર્વકાળમાં કૈલાસમાં ગિરિજાએ શિવજીને કહ્યું કે 'હું ભૂખી છું, મને ખાવાનું(ભક્ષ્ય) આપો.'

શિવજીએ કહ્યું - 'થોભો, હમણાં જ ભોજન આપું છું.' કિંતુ ગિરિજાએ ઉગ્ર ક્ષુધાવશ પોતાના પતિ શિવજીને પકડીને પોતાના મુખમાં પધરાવી દીધા.

या देवी सर्वं भूतेषु क्षुधारूपेण संस्थिता ।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमो नमः ॥

અહીં તો સાક્ષાત્ પરાશક્તિ ક્ષુધારૂપે સાકાર થયાં, પછી શિવ હોય કે જીવ હોય એ તો એનું કાર્ય કરીને જ રહે છે. તેમાં શું આશ્ચર્ય !?

આ ઘટનાના ફળસ્વરૂપે તત્કાળ માતાજીના શરીરમાંથી ધૂમાડો જ ધૂમાડો નીકળવા લાગ્યો. વાતાવરણ પૂર્ણ ધૂમ્રાચ્છાદિત બની ગયું. તે સમયે અન્તહિન શિવજીએ પોતાની માયા વડે પોતાની પત્ની ગિરિજા(પાર્વતી)ને કહ્યું કે 'હે પ્રિયે ! મારા સિવાય કોઈ અન્ય પુરુષ નથી અને તારા સિવાય સૃષ્ટિમાં અન્ય સ્ત્રી નથી. તું વિધવા સ્વરુપ થઈ ગઈ છે એટલે શંખ, સિંદૂર અને સૌભાગ્યનાં આભૂષણોનો ત્યાગ કરી દો.

તમારું પ્રથમ શરીર 'બગલામુખી' નામથી પ્રખ્યાત છે. હવે ધૂમાડાથી (ધૂમ્ર તત્ત્વથી) વ્યાપ્ત તમારું સ્વરુપ 'ધૂમાવતી' નામથી પ્રસિદ્ધ થશે. બંને સ્વરુપસિદ્ધ વિદ્યાઓ હશે.

બ્રહ્માંડની લયાત્મકતા બનાવી રાખવા માટે દસે મહાવિદ્યાઓ શ્રૃંખલાબદ્ધ રીતે ક્રિયાશીલ થતી રહે છે. એકનું આગમન થાય છે અને બીજી જાય છે અને તેઓ એક સાથે પણ ક્રિયાશીલ થાય છે. વિભિન્ન સમયમાં વિશેષ મહાવિદ્યા પ્રતિ લોકોનું આકર્ષણ જોવા મળે છે.

પ્રથમ કાલીનાં ચરણોમાં શિવ છે પછી તેને તૃપ્ત કરીને તે શવ(શબ) બની ગયાં. ક્યાંક રાજરાજેશ્વરીના રૂપમાં તે સૂતેલા શિવની ઉપર સ્થિત છે, ક્યાંક તેમની નાભિમાંથી નીકળેલા કમળ ઉપર પ્રગટ થઈ રહ્યાં છે, ક્યાંક વિપરીત સંભોગક્રિયામાં રત છે અને આ રીતે છિન્નમસ્તા આવી ગઈ.(વધુ માટે આજ લેખકનું 'છિન્નમસ્તા મહાવિદ્યા' નામક પુસ્તક જોવું.) ક્યાંક શિવને શક્તિએ ઉદરસ્થ કરી લીધા અને પુરુષશૂન્યા એટલે વિધવા સ્વરૂપ મહાશક્તિ સિદ્ધવિદ્યા ધૂમાવતી નામથી પ્રગટ થઈ ગયાં. શિવ અને શક્તિના લીલામય પ્રણયની સપ્તમ અવસ્થાનું પ્રાકટ્ય છે આ ધૂમાવતી મહાવિદ્યા.

પ્રવર્તમાન યુગમાં શ્રીવિદ્યા, રાજરાજેશ્વરી વિદ્યાથી લોકો વધુ આકર્ષિત થાય છે. અને બગલામુખી, છિન્નમસ્તા તેમજ ધૂમાવતીથી લોકો ગભરાય છે, ડરે છે. આ તેમની મિથ્યા વિચારધારા છે. શ્રીના ઉત્પાદનમાં, શ્રીના સંરક્ષણમાં ધૂમાવતીનું યોગદાન અતિ મહત્ત્વપૂર્ણ છે. સનાતન ધર્મને નિરાપદ બનાવવા માટે અને સનાતન ધર્મનાં શ્રી તત્ત્વોનાં રક્ષણ માટે તો ધૂમાવતી ક્રિયાશીલતા ખૂબ જ આવશ્યક બની જાય છે. પોતાની અંદર સ્વયં અપૂર્ણ અને અપૂર્ણ વિચારધારાવાળા બિલાડીના ટોપની માફક ફૂટી નીકળેલા ધર્મો અને સંપ્રદાયો કે જેનાથી સનાતન ધર્મ પ્રદૂષિત થવાનો ભય તોળાઈ રહ્યો છે, ત્યારે ખંડિત ધાર્મિક વિચારોને ધૂં ધૂં કરતા બાળી મૂકવા માટે આદ્ય શંકરાચાર્યની માફક ધૂમાવતીને ક્રિયાન્વિત કરવાનો સમય પાકી ગયો છે.

# ધૂમાવતી રહસ્ય ચિંતન

સંસારમાં દુઃખનું મૂળ કારણ- રુદ્ર, યમ, વરુણ અને નિર્ઋતિ આ ચાર દેવતા છે. વિચિત્ર પ્રકારના જ્વર(તાવ), મહામારી, ઉન્માદ આદિ આગ્નેય(સંતાપ) રોગ રુદ્રના કોપથી થાય છે. મૂર્છા, મૃત્યુ અને સર્વરોગોમાં ભયંકર શોક, કલહ, દરિદ્રતા આદિની સંચાલિકા નિર્ઋતિ છે. ભિખારી થવું, પૃથ્વીનું ક્ષત-વિક્ષત થવું, જમીન બિનઉપયોગી ખારવાળી બની જવી, મોટી મોટી ઇમારતોનો નાશ-એટલે કે પ્રાસાદભગ્નતા, ફાટેલાં અને જૂનાં વસ્ત્રો પહેરવાના દિવસો આવે, ભૂખ-તરસ સહન કરવાં પડે, ઉદરપોષણ માટે અન્ન મળે નહીં, વૈધવ્ય(વિધવાપણા)ની પ્રાપ્તિ થવી, પુત્ર-સંતાપ, કલહ આદિ ઘટનાઓ તે નિર્ઋતિની સાક્ષાત્ પ્રતિમાઓ છે. એ સર્વનું મૂળ પ્રધાનતા દરિદ્રતા છે. 'अतः घोरा पाप्मा वै नैर्ऋतिः' (शत. ब्रा. ७/२/१/१) ઇત્યાદિ રૂપમાં શ્રુતિ તેને દરિદ્રતા (કંગાલિયત, નિર્બળતા, ગરીબાઈ)ના નામથી ઉચ્ચારિત કરે છે. એને શાંત કરવા માટે નિર્ઋતિ ઇષ્ટિ' નામક વિધાન કરવામાં આવે છે.

આ શક્તિઓ સર્વત્ર વ્યાપ્ત છે પરંતુ એનો સંચયકોશ 'જયેષ્ઠા નક્ષત્ર' છે. ત્યાંથી એ આસુરી, કલહપ્રિયા શક્તિ નીકળે છે. એટલા માટે 'જયેષ્ઠા નક્ષત્ર'માં ઉત્પન્ન થનાર મનુષ્ય જીવનભર દુઃખ અને દારિદ્રતા ભોગવતાં હોય છે, તે છે આપણી સાક્ષાત્ ધૂમાવતી. આનાથી મનુષ્યત્વનું પતન થાય છે. એટલે એને અવરોહિણી પણ કહેવામાં આવે છે. એજ અલક્ષ્મી નામથી પણ પ્રસિદ્ધ છે. એની આકૃતિ ભયાવહ, દાંતો આગળ પડતા, શરીરની રૂક્ષતા આદિ એની અવકૃપાનું ફળ છે. શાક્ત પ્રમોદ-ધૂમાવતી તંત્રમાં એનું નિરૂપણ આ રીતે કરવામાં આવેલ છે.

विवर्णा चञ्चला दुष्टा दीर्घा च मलिनाम्बरा ।
विमुक्त-कुन्तला वै सा विधवा विरल-द्विजा ॥
काक-ध्वज रथारूढा विलम्बित पयोधरा ।
सूर्प-हस्तातिं रूक्षाक्षा धूत-हस्ता वरानना ॥
प्रवृद्ध-घोणा तु भृशं कुटिला कुटिलेक्षणा ।
क्षुत्पिपासार्दिदता नित्यं भयदा कलहास्पदा ॥

'આપ્ય-પ્રાણ'ને અસુર કહેવામાં આવે છે. 'આગ્નેય' અને 'ઐન્દ્ર' પ્રાણદેવતા નામથી પ્રસિદ્ધ છે. અષાઢ શુક્લ એકાદશીથી વર્ષાકાળનો આરંભ થાય છે અને કાર્તિક શુક્લ એકાદશી સુધી વર્ષાઋતુની પરમ અવધિ માનવામાં આવે છે. આ ચાર મહિનામાં પૃથિવી-પિંડ અને સૌર પ્રાણ આપોમય(જળમય) રહે છે. એટલા માટે જ આ ચાતુર્માસમાં બંને પ્રાણદેવતા આસુર આપ્ય પ્રાણની પ્રધાનતાથી નિર્બળ પડી જાય છે. એની શક્તિ દબાઈ જાય છે. એટલા માટે ચાતુર્માસ દેવતાઓનો સુષુપ્તિકાળ માનવામાં આવે છે. આટલા દિવસો પર્યન્ત આસુરી પ્રાણનું સામ્રાજ્ય રહેવાને કારણે દિવ્ય-પ્રાણની ઉપાસના

કરનારા ભારતીય-સનાતનધર્મી કોઈ દિવ્યકાર્ય, વિવાહ, યજ્ઞોપવીત, યાત્રા આદિ આ સમયે કરતા નથી.

નૈર્ઋતિનું સામ્રાજ્ય (ધૂમાવતીનો પ્રભાવ) આ ચાતુર્માસમાં વિશેષ રહે છે. કાર્તિક કૃષ્ણ પક્ષની ચતુર્દશી(ચૌદશ) એની અંતિમ અવધિ છે. એટલા માટે જ એ 'નરક-ચતુર્દશી કહેવાય છે. એ રાત્રિએ દરિદ્રારૂપી અલક્ષ્મીની વિદાય થાય છે અને બીજા દિવસે રોહિણીરૂપકમલા(લક્ષ્મી)નું આગમન થાય છે. કાર્તિક કૃષ્ણ અમાવાસ્યાએ કન્યાનો સૂર્ય રહે છે. કન્યા રાશિગત સૂર્ય નીચનો કહેવાય છે. આ દિવસ સૌર પ્રાણ મલિન રહે છે અને રાત્રિમાં તો તે પણ નથી રહેતા. આ તરફ અમા કલા(અમાસ)ને કારણે ચંદ્રજ્યોતિ પણ રહેતી નથી અને ચાર માસની વૃષ્ટિને લીધે પ્રકૃતિની પ્રાણમયી અગ્નિજ્યોતિ પણ નિર્બળ રહે છે. આ ત્રણ જ્યોતિઓના અભાવમાં જ્યોતિર્મય આત્મા આ દિવસે વીર્યહીન રહે છે. આ તમસ-પ્રભાવના નિરાકરણ માટે અને સાથોસાથ કમલા(લક્ષ્મી)ના આગમનના ઉપલક્ષ્યમાં ઋષિઓએ આ રાત્રિમાં વૈધ પ્રકાશ(દીપાવલિ) પર્વ અને અગ્નિક્રીડા(આતશબાજી) કરવાનો આદેશ આપ્યો છે.

ધૂમાવતી અને કમલા(લક્ષ્મી)માં પ્રતિસ્પર્ધા છે. ધૂમાવતી-અલક્ષ્મી જયેષ્ઠા (લક્ષ્મીની મોટી બહેન) છે, જ્યારે લક્ષ્મી એ અલક્ષ્મી (ધૂમાવતીની કનિષ્ઠા (નાની બહેન) છે. અલક્ષ્મી અવરોહિણી છે. જ્યારે લક્ષ્મી (કમલા) રોહિણી છે. સંસારમાં જીવન આરોહ (ઉન્નતિક્રમ-ચઢતી)માં રોહિણી (કમલા-લક્ષ્મી)ની કૃપાનો સિંહફાળો છે. જ્યારે જીવનના અવરોહ (નિમ્નગતિ, અધ:પતન, વિનાશ અને જીવનમુક્તિ તરફ પ્રયાણ કરાવનારી અવરોહિણી શક્તિ છે અલક્ષ્મી(ધૂમાવતી), એ મૃત્યુદાતા પણ છે. તે તમોગુણી આસુરી છે. જ્યારે કમલા દિવ્યા અને સત્ત્વગુણી છે. વિશ્વવર્તુળની સમતુલા સાચવવા માટે કાલાન્તરે લક્ષ્મી (કમલા) અને અલક્ષ્મી (ધૂમાવતી) વિશ્વનિયંતાની યોજના મુજબ સક્રિય બનતી રહે છે. સત્ત્વગુણી શક્તિ અને તમોગુણી શક્તિ લક્ષ્મી-અલક્ષ્મીનો સંધિકાળ એ કાર્તિક કૃષ્ણપક્ષની અમાવાસ્યા છે. રોહિણી નક્ષત્ર (કમલા)ની બરાબર સમાન્તર ૧૮૦° પર જયેષ્ઠા નક્ષત્ર (ધૂમાવતીનું કેન્દ્રસ્થાન) છે, જ્યાં જયેષ્ઠા છે ત્યાં દુ:ખ અને દરિદ્રતા છે અને જ્યાં રોહિણી નક્ષત્ર(કમલા-લક્ષ્મી)નો પ્રભાવ છે ત્યાં સુખ-સમૃદ્ધિ અને ઉન્નતિ છે, વિકાસ છે. એટલે જેનો રોહિણી નક્ષત્રમાં જન્મ થાય છે તે લક્ષ્મી(કમલા)નાં કૃપાપાત્ર, સમૃદ્ધિવાન બને છે.

અભિપ્રાય એવો છે કે નિર્ઋતિરૂપા ધૂમાવતી પ્રધાનરૂપથી ચોમાસાના ચાતુર્માસમાં પોતાનો પ્રભાવ ફેલાવે છે. લક્ષ્મીની ઇચ્છાવાળા લોકોએ એની સ્તુતિ કરતા રહેવું જોઈએ કે લક્ષ્મીપ્રાપ્તિમાં અવરોધ ઊભા ન કરે.

ચોમાસાના ચાર મહિના એટલે કે વર્ષાઋતુનો સમય. આ સમયે આપ સ્વયં અનુભવી શકો છો કે મનની ચંચળતા અને ઉદ્વેગ વધી જાય છે. પ્રાણશક્તિ ક્ષીણ થઈ જાય છે. પાચનશક્તિ મંદ પડી જાય છે. ચંદ્રમા વાદળમાં દેખાતો નથી. ક્યારેક ક્યારેક

સૂર્યનું દર્શન દુર્લભ બની જાય છે. તો પછી સપ્તર્ષિમંડળ, ગ્રહ-નક્ષત્રો અને તારાગણ તો શું વિસાતમાં ? આ સર્વ તો આંખોથી અદૃશ્ય જ થઈ જાય છે. કહેવાનું તાત્પર્ય એ છે કે જેટલા શિવ વિગ્રહો છે તેનું અસ્તિત્વ શૂન્ય થઈ જાય છે, અર્થાત્ તે સર્વના માર્ગ અવરોધાય છે. અર્થાત્ સ્વર્ગારોહણનો માર્ગ અવરુદ્ધ, પિતૃલોકનો માર્ગ અવરુદ્ધ, સૂર્યલોકનો માર્ગ અવરુદ્ધ અને બસ વિશ્રામકાળનો પ્રારંભ. પક્ષીઓ ભ્રમિત થઈ ગયાં. સંધ્યાકાળ વિલુપ્ત થઈ ગયો. ઋષિ-મુનિઓનાં અનુષ્ઠાન રોકાઈ ગયાં. ગ્રહ-નક્ષત્રો અને તારાગણના પ્રકાશને આધારે ઊડનારાં સારસો અને હંસો પણ વિશ્રામની સ્થિતિમાં આવી ગયાં. ગૃહસ્થો દ્વારા અર્ઘ્ય પ્રદાન સમયે પ્રત્યક્ષદેવ સૂર્યનારાયણ અપ્રત્યક્ષ બની ગયા હોય, કારણ કે આ સમયે વાયુમાર્ગ અવરુદ્ધ થઈ જાય છે અને તેના ઉપર ધૂમ્રવર્ણ આચ્છાદિત થઈ જાય છે. વર્ષાનાં વાદળો ધૂમ્ર વર્ણનાં હોય છે. ચોમાસામાં લગ્ન-વિવાહનાં કાર્યો પણ બંધ પડી જાય છે. ચોમાસામાં અન્ય શુભ દૈવિક કાર્યો પણ થતાં નથી.

અરે, શું વાત કરું ! ભગવાન શ્રીરામે પણ ચોમાસામાં સીતાની શોધ કરવાનું કાર્ય સ્થગિત કરી દીધું હતું અને ગિરિકંદરાની ગુફાઓમાં આશ્રય લીધો હતો, ભાઈ લક્ષ્મણની સાથે. તો પછી ઋષિ-મુનિ, તપસ્વી, સાધક ગૃહસ્થો તો શું વિસાતમાં ? ધૂમાવતીની આણ વર્તાતી હોય, ચારે બાજુએ ધૂમાવતીનું જ સામ્રાજ્ય હોય તે સમય ધૂમાવતીની ઉપાસનાનો શ્રેષ્ઠ સમય છે. કોની તાકાત છે કે ધૂમાવતીનું ઉલ્લંઘન કરી શકે ? એનું ઉલ્લંઘન કોઈ કરી શકતું નથી.

એના ચલન દરમિયાન જીવોત્પત્તિ થાય છે. એટલે જ ધૂમાવતીનું ચાલવું પણ અતિ આવશ્યક છે. જો તે નહીં ચાલે તો, જૂનાં થઈ ગયેલાં વૃક્ષોની સંરચના થવી શક્ય નથી. નદીઓની ધારા શિથિલ પડી જાય. તળાવો સુકાઈ જાય. ભૂમિ તરસી રહી જાય. પશુ-પક્ષી અને માનવો તરસ્યા મરી જાય. આવું ન થાય તે માટે શિવને શક્તિથી અલગ થઈને શક્તિના ઉદરમાં છૂપાવું જ પડશે. શિવની કોઈ તાકાત નથી કે ધૂમાવતીના માર્ગમાં આવી શકે. કાલીકુલની આ ગોપનીય શક્તિનો વાર અચૂક છે.

જાણે-અજાણે જીવનની ઘટનાઓ માધ્યમથી મહાવિદ્યાઓના આવેશમાં તો સંપૂર્ણ શરીર આવી જ જાય છે. મનમાં ખિન્નતા, શરીરને પરસેવો, શોકાકુલ માનસ અને વિરક્તિનો ભાવ વગેરેનો અનુભવ ધૂમાવતીના કાળમાં એટલે વર્ષ દરમિયાન ચોમાસામાં વિશેષ રૂપમાં થાય છે.

સૃષ્ટિનો સર્વસામાન્ય નિયમ છે કે પુરાતન થઈ ગયું, જર્જરિત થઈ ગયું, પ્રદૂષણ ફેલાવા લાગે તો સ્મશાનઘાટમાં જાઓ, અન્યથા નવીનતાનો વિકાસ થઈ શકશે નહીં. પુરાતનને હઠાવવું અને નવીનતાને સ્થાપિત કરવી એ જ ધૂમાવતીનું તત્ત્વચિંતન છે.

જીવનમાં કેટલોક કાળખંડ એવો આવે છે જ્યારે બધી પરિસ્થિતિઓ વિપરીત થાય છે, સત્તા છિનવાઈ જાય છે, મિત્રો સાથ છોડી દે છે, પરિવારજનો પોતાનું મુખ ફેરવી લે છે, પોતાના હોય તે પારકા જેવો વ્યવહાર કરે છે, ભયંકર માનહાનિ થાય છે અને

વ્યક્તિને લાગે છે કે તે આત્મહત્યા કરી લે તો સારું. આવા સમયે યોગ્ય ગુરુના માર્ગદર્શન હેઠળ યથાવિધિ કરેલી ધૂમાવતીની ઉપાસના જ માનવને ઉગારી શકે તેમ છે. માતા ધૂમાવતી આપને નવીન જીવન પ્રદાન કરશે. વિપરીત પરિસ્થિતિ સમાપ્ત થતાં જીવનમાં સાનુકૂળતા થશે. શત્રુઓ અને ષડ્યંત્રકારીઓ પર પ્રહાર કરવા માટે ધૂમાવતી સાધના અદ્દ્ભુત છે. માતા ધૂમાવતીનું શરણ સ્વીકારી વિધિવત્ ઉપાસના કરો એટલે માતા ધૂમાવતીની ઈચ્છા વગર તમને મૃત્યુ પણ મારી શકશે નહીં. તમારું સંપૂર્ણ રક્ષાકવચ ધૂમાવતી સાધના બની જશે. આ મારો સંપૂર્ણ વિશ્વાસ છે.

વૈજ્ઞાનિકોના મસ્તિષ્કની મર્યાદામાં જે સમજવામાં આવ્યું તે અનુસાર તત્ત્વોના સૂક્ષ્મતમ અંશ, જેને આપણે અણુ, પરમાણુ, ઈલેક્ટ્રોન, પ્રોટોન, વગેરે કહીએ છીએ તે બધાં સાક્ષાત્ શિવ વિગ્રહો છે, લિંગાકારમાં છે અને શક્તિ તેમની આસપાસ પરમ સૂક્ષ્મ અવસ્થામાં સંચાલિત છે, તેને અલગ કરીને ભીષણ પ્રલયંકારી અસ્ત્ર-શસ્ત્રોનું નિર્માણ કરવામાં આવી રહ્યું છે. આ શિવ-શક્તિને તત્ત્વરૂપમાં, તત્ત્વજ્ઞાન દ્વારા ધૂમાવતીનું અનુસંધાન કહી શકાય. એક ક્ષત્રિય કુલોત્પન્ન રાજર્ષિ વિશ્વામિત્ર ધૂમાવતીને શોધતા શોધતા ગાયત્રી કલ્પ સુધી પહોંચી ગયા અને બ્રહ્મર્ષિ બની ગયા. ધૂમાવતી શિવજ્ઞાન છે. ગોપનીય વિદ્યા છે અને સામાન્ય બ્રાહ્મણોના અધિકાર ક્ષેત્રની બહારની વિદ્યા છે.

## કાકધ્વજ રથારૂઢા ધૂમાવતી

ભગવતી ધૂમાવતીના સ્વરૂપ ધ્યાનમંત્રમાં શબ્દો છે કે - 'काकध्वज रथारूढा विलम्बित पयोधरा' એટલે કાગડાના ચિહ્નયુક્ત ધ્વજા જેના રથ ઉપર શોભાયમાન છે. અર્થાત્ કાગડો જેનું રથ-વાહન છે, તેવી ધૂમાવતીએ હાથમાં સૂપડું ધારણ કર્યું છે. તેને પ્રણામ. અહીં કાગડો કેમ ધૂમાવતીનું રથ-વાહન બન્યો ? તેની વિચારણા કરવામાં આવી રહી છે.

પહેલી વાત તો એ કે ભલા, કાગડાથી કોણ પરિચિત નથી, પોતાની કુચેષ્ટાઓ અને કર્કશ બોલીના કારણે કાગડો જગપ્રસિદ્ધ છે. પરંતુ કહેવાય છે કે બૂરાના પણ દિવસો બદલાય છે. તેવી રીતે વર્ષભરમાં એકવાર કાગડાનાં નસીબ પણ બદલાય છે. શ્રાદ્ધ પક્ષના ૧૫ દિવસ દરમિયાન લોકો કાગડાને વારંવાર સાદ કરીને બોલાવે છે અને ભાવથી ખીર(દૂધપાક) અને પૂરી ખવડાવે છે અને મૃતાત્માની મૃત્યુતિથિએ કાક-વાસ ખવડાવે છે. પછી જાણે કાગડા સાથે કોઈ નિસ્બત જ નથી ! હા, લોકોની માન્યતા છે કાગડાના રૂપમાં પિતૃઓ જ ધરતી પર આવે છે. કાગડા પિતૃઓના દૂત હોય છે, જે સ્વર્ગમાંથી આપણા પૂર્વજો દ્વારા વંશજોની ક્ષેમ કુશળતાની જાણકારી માટે મોકલવામાં આવે છે. એને શ્રાદ્ધપક્ષમાં ખવડાવવાથી પૂર્વજોના આત્માને શાંતિ પ્રાપ્ત થાય છે. કાક (કાગડો) નરક અને વિકરાળ નદી વૈતરણી પાર કરવામાં પણ સહાયક બને છે. તો

પછી આવા પરોપકારી કાગડાથી ભલા વિતૃષ્ણા શા માટે ? અરે, શનિ મહારાજની સાડાસાતી ભલભલાને હચમચાવી નાંખે છે ત્યારે મંગળ અને શનિવારે કાગડાને ગાંઠિયા ખવડાવવાથી શનિ મહારાજની કૃપા થાય છે અને મુશ્કેલીમાંથી બચાવ થાય છે. શનિવારે ભેંસને ચારો નાંખવાથી પણ શનિની પીડામાંથી મુક્તિ મળે છે અને રોજરોજ કાગડાને ખવડાવો તો પિતૃદોષમાંથી મુક્તિ મળે છે.

સાહિત્યમાં કાગડાને માટે 'કાક' અને 'કાગ' એ શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે. આપણે આ બંનેને પર્યાયવાચી સમજીએ છીએ. પરંતુ 'કાક' એટલે ઘરઆંગણે આવતો કાગડો અને 'કાગ' અર્થાત્ જંગલી કાગડો એવો અર્થ છે. 'વસન્તરાજ'માં કાગડાની પાંચ પ્રકારની જાતિનું વર્ણન પ્રાપ્ત થાય છે. તે આ પ્રમાણે છે -

'ये ब्राह्मणक्षत्रिय वैश्य शूद्राः काका भवन्त्यजपञ्चकास्ति ।'

અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, અને અંત્યજ એ પાંચ જાતિના કાગડાઓ સ્વભાવ અનુસાર ફળ આપનારા હોય છે. તેઓનું વર્ણન ઋષિઓએ જે રીતે કર્યું છે તે અનુસાર લક્ષણ સહિત ઓળખ આપવામાં આવે છે.

જે કાગડો બહુ જ મોટો, મોટી ચાંચવાળો, કર્કશ બોલનારો, કાળા રંગનો હોય છે તે બ્રાહ્મણ જાતિનો હોય છે. પીળી આંખોવાળો તથા નીલા-પીળા મિશ્રિત વર્ણવાળો, લૂખા શબ્દો બોલવાવાળો, અતિશય શૂરવીર કાગડો ક્ષત્રિય વર્ણનો હોય છે. પીળા-નીલા રંગ મિશ્રિત કંઈક સફેદીયુક્ત નીલી ચાંચવાળો અત્યન્ત રૂક્ષ શબ્દ બોલનાર કાગડો વૈશ્ય જાતિનો કહેવાય છે. રાખોડી રંગવાળો, દુર્બળ, ચંચળ સ્વભાવથી યુક્ત, ઘણા જોરપૂર્વક બોલનારો કાગડો શૂદ્ર જાતિનો હોય છે અને વિશેષ કરીને શુષ્ક, નાના મુખવાળો, નિર્ભય, લાંબા સમય સુધી બોલનારો એવો કાગડો અંત્યજ જાતિ સ્વભાવવાળો હોય છે. કાળો કાગડો બ્રાહ્મણોને ગ્રાહ્ય છે, એવા કાગડા નિશ્ચયપૂર્વક ગ્રાહ્ય છે, એનાથી વધીને કાળા ગળાવાળા કાગડાનો વિચાર કરવો જોઈએ. સફેદ અને અદ્ભુત જોવામાં આવતા કાગડા નિંદિત છે. એનું ફળ તત્કાળ દિન-૩, દિન-૮, દિન-૧૦, દિન-૧૫માં પાંચ પ્રકારની કાગડાની જાતિ ક્રમથી ફળદાયક થાય છે.

આપને જાણીને આશ્ચર્ય થશે કે - ભારતીય સાહિત્યમાં વિરહિણી નાયિકાઓએ પ્રિયતમ સુધી સંદેશો પહોંચાડવા માટે કાગડાને પોકાર કર્યો છે. કાગડાઓનું કાંવ કાંવ જગપ્રસિદ્ધ છે. એની કેટલીક કહેવતો પણ બની છે. સૂર્યોદય થતાની સાથે જ કાગડાઓ પોતાનો રાગ આલાપવા લાગે છે. કવિ કાલિદાસે વર્ણન કર્યું છે કે -

'तिमिरदस्तनो हन्ति शंका शंकित मानसः ।
वयंकाकाः वयं काकाः इति जल्पन्ति वायसाः ॥'

અર્થાત્ સવાર થતાં જ તિમિરહન્તા સૂર્ય અંધકારનો ગ્રાસ કરવા માંડે છે. કાગડાઓને શંકા છે કે - તિમિર વર્ણ(કાળા રંગ)ને અંધકાર સ્વરૂપ સમજીને સૂર્ય આપણને ગ્રસી ન લે. એટલા માટે બધા કાગડાઓ સમવેત સ્વરમાં અમે કાગડાઓ છીએ, કાક છીએ એવો કલબલાટ કરી મૂકે છે.

પ્રાચીન કાળથી કાગડો એક ઉપેક્ષિત પક્ષી છે. પરંતુ ઊંડાણપૂર્વક એના જીવનનું અધ્યયન કરવાથી જાણવા મળશે કે કાગડાની જાતિમાં જે સદ્‌ગુણો છે, જે અતીન્દ્રિય શક્તિઓ છે તે મનુષ્યોને પણ દુર્લભ છે.

કાગડો દીર્ઘજીવી, બુદ્ધિમાન, ધીર ગંભીર અને સંવેદનશીલ પ્રેમાળ પક્ષી છે. કાગડાનું આયુષ્ય સામાન્ય રીતે ૨૭૦ થી ૪૦૦ વર્ષ સુધીનું માનવામાં આવે છે. યોગશાસ્ત્રમાં જણાવેલ કાકીમુદ્રા કરવાથી સાધક પોતાનું આયુષ્ય લંબાવી શકે છે.

કાગડો જ્યાં નિવાસ કરશે ત્યાંથી અજ્ઞાન, મૃત્યુ અને કામ દસ કોસ ભૂમિ દૂર રહેશે. સર્વપ્રાણીઓમાં કાગડો ન્યૂનતમ કામુક છે અને ફક્ત સૃષ્ટિને આગળ વધારવા માટે પોતાના શતાયુ જીવનકાળમાં માત્ર એકવાર સંતાનોત્પત્તિ કરે છે. ત્યારપછી નર-કાગડામાં વીર્ય ઉત્પાદન જ થતું નથી અને કાગડાની માદા પ્રજાતિ(કાગડી)માં તો એક વાર ઈંડાં મૂક્યાં પછી ગર્ભાશય જ પડી જાય છે. કાગડો બહુ જ ખતરનાક પ્રાણી પણ છે, કેટલીક વાર તે પોતાનાં ઈંડાં બીજાં પક્ષીઓના માળામાં મૂકી આવે છે. તેઓ જ તેનું પાલન કરે છે અને ઉચિત સમયે કાગડો પોતાનાં બચ્ચાંને લઈ આવે છે. સર્વથી અધિક પ્રેમ કાગડો પોતાનાં બચ્ચાંને કરે છે, પોતાની કાક જાતિને કરે છે.

મા ધૂમાવતીના સાધકો સાથે પણ આવું જ વર્તન માતા ધૂમાવતી કરે છે. મા ધૂમાવતીના સાધકને બ્રહ્માંડની કોઈ તાકાત દંડ દેવા શક્તિમાન થતી નથી. માતા ધૂમાવતી પ્રગાઢ પ્રેમ પણ કરે છે, સાધકોને કઠોર દંડ પણ કરે છે છે. ધૂમાવતી સાધકનું મૃત્યુ ધૂમાવતી ઇચ્છે છે ત્યારે જ થાય છે. આ એ જ શક્તિ છે કે જે સાધકને વિશ્વવિજયી પણ બનાવે છે.

કાગડાને એક રોટલીનો ટુકડો મળે તો તેને પોતાના સાથીઓને બોલાવીને વહેંચીને ખાય છે. કોઈ કાગડાનું મૃત્યુ થતાં જ સેંકડો કાગડાઓ મિનિટમાં ભેગા થઈ જાય છે અને શોકાતુર થઈ જાય છે, મૃત્યુનો માતમ મનાવે છે. બધા કાગડાઓ ભેગા થઈને મૃતકાકના અંતિમ સંસ્કાર પણ કરે છે. કાગડાની હત્યા કરનાર દોષી હત્યારાને તઓ ભેગા મળી દંડ પણ કરે છે. તેમની પોતાની એક પંચાયત હોય છે અને દોષિત કાગડાને દંડ પણ કરે છે.

વિજ્ઞાનની દૃષ્ટિએ પણ કાગડાને એક વિકસિત પક્ષી માનવામાં આવે છે. કાગડાના સ્વભાવમાં ભોળપણ પણ દેખાય છે. ન જાણે ક્યારથી આ ભોળું પક્ષી ધૂર્ત કોયલના હાથે ઉલ્લુ બનતું આવ્યું છે ! એ બિચારો કાગડો માત્ર કોયલનાં બચ્ચાંને સેવે છે, એટલું જ નહીં તે બચ્ચાંને પોતાનાં સંતાનની માફક પાળીને મોટાં પણ કરે છે. અહીં જ માતા ધૂમાવતીની મમતાનું રહસ્ય તેના વાહક કાગડાની યોનિમાં પ્રગટ થતું અનુભવાય છે. કાગડો કોયલનાં બચ્ચાંને એટલો પ્યાર કરે છે કે જેટલો તે પોતાનાં સંતાનને કરે છે, તેનાથી પણ અધિક. પયગમ્બર હજરત મુહમ્મદને કોણે દૂધ પાયું અને કોણે પાલન કર્યું. તેઓ બે માસના હતા ને પિતા ગુજરી ગયા. માતાનું દૂધ સુકાઈ ગયું હતું. ધાવે

દૂધ પાયું. છ વર્ષના થયા તો માતા પણ મરી ગઈ. ધાવ માતાએ જ પાલન પોષણ કર્યું. ભગવાન બુદ્ધને માતાનું દૂધ ન મળતાં ધાવ માતાએ ઉછેર કર્યો. 'દેવકીના ઉદરથી જન્મ લેનાર કૃષ્ણએ પણ યશોદાનું દૂધ પીધું, કહેવાય છે કે માતા કૌશલ્યાના ઉદરથી જન્મ લેનાર રામચંદ્રજીને કૈકેયીએ દૂધ પાયું. જાનકી સીતા ભૂમિપુત્રી હતાં તેમનું પાલન રાજા જનકે કર્યું. આજ તો છે 'विलम्बित पयोधरा' ધૂમાવતીનું રહસ્ય.

માતા ધૂમાવતી વિલંબિત પયોધરા થઈને જનેતાનું દૂધ અપ્રાપ્ય બનાવે ત્યારે બીજી બાજુ કોઈપણ વર્ણની જાતિભેદ વિનાની વિવર્ણા ધાવ બનીને પાલન-પોષણ પણ કરે છે. તે ક્યારેક ચંચલા, દુષ્ટ સ્વભાવને ધારણ કરનારી દુષ્ટા સ્વરૂપને પ્રગટ કરે છે. કાર્યસિદ્ધિમાં દીર્ઘકાલ અવરોધ નાંખનારી દીર્ઘા અને મલિન વસ્ત્ર ધારણ કરનારી મલિનામ્બરા પણ બને છે. તે વિમુક્ત પક્ષીની માફક સ્વયંમુક્તા સ્વૈરવિહારિણી અને મોક્ષદાત્રી છે, તે રુદ્રની સંહારક શક્તિ રુદ્રા નામક વિરલ શક્તિ છે. તે વિધવા એટલે પતિ વગરની છતાં જીવનમાં એકલી ઝઝૂમનારી વિરલદ્વિજા શક્તિ(પક્ષીની માફક વિચરનારી) છે. એક દ્વિજ સ્વરૂપ કાગડાને વાહન સ્વરૂપે સ્વીકારી પોતાના રથની ધ્વજામાં સ્થાન આપી 'કાકધ્વજ રથારૂઢા કહેવાયાં તે ઘણું જ યોગ્ય છે. કાગડાના સમાન એકજૂટતા, બંધુપ્રેમ, વાત્સલ્યભાવ, બુદ્ધિમતા, ધૂર્તતા, દૂરદર્શિતા, ભોળપણ આદિ ગુણોનું સંમિશ્રણ અન્ય કોઈ પ્રાણી-પક્ષીમાં જોવા મળતું નથી. કાગડો બેહદ વિચિત્ર સ્વભાવનું પંખી છે.

ભક્ત કવિ સૂરદાસજીએ કાગડાને કૃષ્ણના પ્રિય પક્ષી તરીકે ઓળખાવેલ છે. તેમણે લખ્યું છે કે - કૃષ્ણના વ્રજ છોડવાના વિરહમાં વ્રજબાળાઓની સાથોસાથ કાગડાઓએ પણ અન્ન-જળનો ત્યાગ કરી દીધો હતો. તો પછી આવા વિલક્ષણ પક્ષીની ઘૃણા શા માટે ? ખરેખર તો કાગડા જનજીવનનાં અભિન્ન અંગ છે. કોઈ હિન્દીભાષી કવિએ લખ્યું છે કે -

જનજીવન કે સાથી કૌવે
નહીં કલ્પના કે, સ્વપ્નોં કે
લોગોં મેં રહને વાલે
ગાંવ ગાંવ કે, ઘર ઘર કે તુમ
પહચાને, ચિરવાસી કૌવે,
જનજીવન કે સાથી કૌવે
શુક, પિક, પાતક, હારિલ કે સમ
દૂર નહીં રહતે હમ સે તુમ
કરતે કઠિન, કઠોર પરિશ્રમ
મધુપાયી, ન વિલાસી કૌવે
જનજીવન કે સાથી કૌવે.

આવા જનજીવનના સાથી કાગડાઓ એક જ આંખવાળા હોય છે એમ કહેવાય

છે. પરંતુ કાગડાની આંખનો ડોળો એક જ હોય છે. તે જે બાજુની આંખમાં ફરે તે બાજુ તે જોઈ શકે છે. આને માટે એક પ્રચલિત કથા પણ છે કે -

એકવાર ચિત્રકૂટના વનવાસકાળ દરમિયાન ભગવાન રામ સીતાજીના ખોળામાં માથું મૂકીને સૂઈ ગયા હતા. તે દરમિયાન ઈન્દ્રનો પુત્ર જયંત કાગડાનું રૂપ ધારણ કરી ત્યાં આવ્યો અને સીતાજીના સ્તન (માતૃ અંગ) પર ચાંચ મારી, તેમાંથી લોહીનાં ટીપાં પડતાં રામજી જાગી ગયા અને ખૂબ જ ક્રોધ કરી જયંતની ઉદ્ધતાઈની સજા આપવા ભગવાન રામે દર્ભની શલાકા ઉપર ઈષિકાસ્ત્રનો મંત્રપ્રયોગ કરીને છોડ્યું. આ ઈષિકાસ્ત્રનો પ્રયોગ ભગવાન વિષ્ણુ જ જાણે છે એમ કહેવાય છે. ઈષિકાસ્ત્ર ખૂબ જ શક્તિશાળી અને અજોડ છે. આધુનિક મિસાઈલની માફક તે જેની પાછળ પડી જાય તેને છોડતું નથી. જયંત પણ ઈષિકાસ્ત્રથી ખૂબ જ ભયભીત થયો અને તેનાથી બચવા માટે અન્ય દેવતાઓની સહાયતા માંગી. બ્રહ્મા, વિષ્ણુ, શિવ અને ઈન્દ્રએ સહાયતા કરવાની ના પાડી. છેવટે તેણે ભગવાન રામના શરણમાં જ આવવું પડ્યું.

ભગવાન રામે ઈષિકાસ્ત્રની પણ મર્યાદા રાખવી જરૂરી હોઈ એક શરત મૂકી જયંત સમક્ષ અને કહ્યું કે - એક અંગનો ભંગ તો કરવો જ પડશે તો જ તારો બચાવ થશે. પછી જયંત કબૂલ થતાં રામે ઈષિકાસ્ત્ર રૂપ દર્ભની સળી વડે જયંત કાગડા રૂપમાં આવેલો તેની એક આંખ ફોડી નાંખી. આ દિવ્ય શક્તિના પ્રભાવથી માત્ર જયંત જ નહીં પરંતુ સમગ્ર કાગજાતિની એક આંખ જતી રહી. કાગડો એક આંખવાળો હોવા છતાં ખૂબ જ ચપળ અને ચકોર પક્ષી છે, તે કોઈનો મિત્ર નથી હોતો. તેનો દેખાવ, અવાજ અને ભોજન દરેક અરુચિકર હોય છે. તે પર્યાવરણનો રક્ષક અને ભવિષ્યદ્રષ્ટા પણ છે.

શુકનશાસ્ત્રની દૃષ્ટિએ કાગડાનું ઘણું જ મહત્ત્વ છે. રાજસ્થાનમાં ઋષિપંચમીના દિવસે સ્ત્રીઓ ઉપવાસ કરે છે. ભાત બનાવી કાગડાને પીરસે છે અને જ્યાં સુધી કાગડો તેમાં ચાંચ મારે નહીં ત્યાં સુધી તે સ્ત્રીઓ જમતી નથી. તે ભાતમાં કાગડો ચાંચ મારે પછી જ વ્રતવાળી સ્ત્રી જમે છે.

વનૌષધિનું પણ કાગડાને અદ્‌ભુત જ્ઞાન હોય છે. ચિતાવરની લાકડી, જેના સ્પર્શમાત્રથી મોટાંમોટાં તાળાં ખૂલી જાય છે તેને માત્ર કાગડો જ ઓળખી શકે છે.

## કાક ભુશુંડીજી અને ધૂમાવતી

શિવ અને શક્તિના સાયુજ્ય પર સમસ્ત બ્રહ્માંડ ચાલે છે. પરંતુ એ બંનેના વિભાજનથી ત્રીજી શક્તિનો ઉદય થાય છે, તેનું નામ છે ધૂમાવતી. આ બ્રહ્માંડથી સર્વથા ગોપનીય શક્તિનું ચરિત્ર છે. આ બંધન મુક્તતા અને મોક્ષની સ્થિતિ છે. આ સિદ્ધાંતને વૈજ્ઞાનિકોએ સમજવા માટે જે પ્રયત્નો કર્યા તેના આધારે તત્ત્વના વિઘટન પછી પ્રાપ્ત સૂક્ષ્મતમ અંશ, જેને આપણે અણુ, પરમાણુ, ઈલેક્ટ્રોન, પ્રોટોન તરીકે ઓળખીએ છીએ,

તે લિંગાકાર અને સાક્ષાત્ શિવવિગ્રહ છે. શક્તિ તેની આસપાસ પરમ સૂક્ષ્મ અવસ્થામાં સંચાલિત છે. તેને અલગ કરી ભીષણ પ્રલયકારી અસ્ત્ર-શસ્ત્રોનું નિર્માણ થયું. અર્થાત્ તત્ત્વરૂપમાં તત્ત્વજ્ઞાન દ્વારા પ્રલયકારી પ્રચંડ શક્તિ ધૂમાવતીનું અનુસંધાન કર્યું.

સૃષ્ટિના પ્રલયકાળે સૂર્યોદરી ભગવતીના પ્રચંડ ઉદરમાં સૂર્ય, ચંદ્ર, નક્ષત્રો, તારાગણ, અગ્નિ, વાયુ, ભૂમિ, જળ બધું જ ભક્ષ્ય બની જાય છે. તો પછી ઋષિ-મુનિઓ, દેવતાઓ કોઈ જ તેના ભક્ષણમાંથી બચી શકતું નથી. બ્રહ્માંડમાં એકને એક દિવસ આપણે પણ કોઈના ભક્ષ્ય બનવાનું છે. આપણને અભક્ષ્ય રહેવાથી શું ફાયદો ! આપણે કોઈકના ભક્ષ્ય બનીએ તો આપણે કોઈકને તૃપ્તિ આપી શકીએ. આપણું લક્ષ્ય કોઈકના સર્વોત્તમ ભોજ્ય પદાર્થ બનવાનું હોવું જોઈએ. જન્મેલાને એક દિવસ મરવાનું જ છે એ સનાતન સિદ્ધાંત છે. તો પછી મને ઉદરસ્થ કરનાર તૃપ્ત થઈ શકે, એટલે કોઈને તૃપ્ત કરવા એ આપણું કર્તવ્ય છે એમ માનવું શું ખોટું છે ?

પરંતુ જ્યાં પ્રલયકારિણી ધૂમાવતી મહાવિદ્યાની વાત કરતા હોઈએ ત્યારે 'काकध्वज रथारूढा' ધૂમાવતીના રથ ઉપર ધ્વજ ઉપર સ્થાન પામનાર અને ધૂમાવતીનું વાહન બનનાર કાગડો કોણ હોઈ શકે ? એવો વિચાર સહજપણે આવે જ. યુગ-યુગાંતરના વિનાશ અને કલ્પોની ઘટનાઓના સાક્ષી એવા કાક-ઋષિ, જે કાક ભુશુંડીજી તરીકે ઓળખાય છે. કાક યોનિ પ્રાપ્ત અમર કાક એટલે કાક ભુશુંડીજી ધૂમાવતી રથના વાહક છે, જે યુગો અને કલ્પોની ઘટનાના પ્રત્યક્ષ દ્રષ્ટા છે. એને કોઈ સામાન્ય કાગડો(કાક) સમજવાની ભૂલ ન કરે.

વસિષ્ઠજી સાથેના સંવાદ પ્રસંગમાં 'યોગવાસિષ્ઠ મહારામાયણ' નામક ગ્રંથમાં કાક ભુશુંડીજી વસિષ્ઠ મહર્ષિને કહે છે કે -

''હે વસિષ્ઠજી ! હવે તમે બ્રહ્માના પુત્ર છો. પૂર્વકાળમાં અષ્ટમ સર્ગમાં તમે મને મળેલા છો. હવે હું તમારા આઠ જન્મને યાદ કરું છું. કોઈ સર્ગમાં તમે આકાશથી ઉત્પન્ન થાઓ છો, કોઈમાં જળથી ઉત્પન્ન થાઓ છો, કોઈમાં પવનથી ઉત્પન્ન થાઓ છો, કોઈમાં પર્વતથી ઉત્પન્ન થાઓ છો અને કોઈમાં અગ્નિથી ઉત્પન્ન થાઓ છો. હે મુને ! આ પૃથ્વી, પાંચ પૂર્વ સૃષ્ટિમાં સમુદ્રમાંથી કૂર્મરૂપ ભગવાને પાંચ વાર કાઢી છે, તે મેં જોઈ છે. આ સમુદ્રને સંપૂર્ણ ઔષધિનો રસ પામીને દેવતા તથા અસુરોને પાંચ વાર મંથન કરતાં મેં જોયા છે. હિરણ્યાક્ષ અસુરને આ પૃથ્વીને ત્રણ વાર પાતાળમાં લઈ જતાં મેં જોયો છે. શ્રીવિષ્ણુ ભગવાને, જમદગ્નિથી રેણુકાના પુત્ર થઈને મારા દેખતાં જ છઠ્ઠી વાર ક્ષત્રિઓનો ક્ષય કરેલ છે. હે મુનિ ! એકસો કળિયુગમાં વિષ્ણુના બૌદ્ધાવતાર સો વાર મેં જોયા છે. ત્રીસ વાર ત્રિપુરાસુરોનો ક્ષય, બે વાર દક્ષયજ્ઞનો નાશ અને દસ વાર શંકરથી ઇન્દ્રનો વિનાશ થતાં મેં જોયો છે, જેમાં પરસ્પર જ્વરોનું યુદ્ધ થયેલ છે એવો શંકર અને વિષ્ણુ વચ્ચેનો અંદરોઅંદર બાણાસુર માટે સંગ્રામ થતાં મેં આઠ વાર જોયો છે.

યુગોના પ્રલયથી ઉલટપલટ થયેલ છે અને તેથી પુરુષોની બુદ્ધિ ન્યૂનાધિક થવાથી ક્રિયાકાંડના અનેક ભેદોએ કરીને વેદોની ઉલટપલટ પણ મેં જોઈ છે. હે મુને ! આ રામાયણ નામનો ઇતિહાસ, સો લાખ વાર જ્ઞાનશાસ્ત્રનું હું સ્મરણ કરું છું; કે જેની અંદર જ્ઞાન, હાથમાં ફળની માફક છે. તેમાં રામચંદ્રજીની માફક વ્યવહાર કરવો અને રાવણની પેઠે વ્યવહાર ન કરવો એ સઘળું વાલ્મીકિ મુનિએ પ્રથમ રચી મૂક્યું છે, આગળ પાછું પણ રચાશે અને વળી ફરી બનાવાશે. તેને તમે તત્ત્વ કરીને જાણશો. હે મુને ! વાલ્મીકિ નામનો જીવ અથવા બીજો કોઈ વાલ્મીકિય રામાયણ હવે વારંવાર કરે છે, તે ભૂલી જાય છે, વળી ફરી તે રચાવે છે. જાણે કે કદાચ આગળનો જ બનાવેલ મળી જતો હોય નહીં ! હે મુનિરાજ ! આ મહારામાયણની તુલ્ય બીજો મહાભારત નામનો ઇતિહાસ, વ્યાસ નામના જીવને અથવા બીજા કોઈ જીવને પ્રથમનો વિસ્મરણ થયેલો સાતમી વાર ફરી રચે છે. શ્રી રામચંદ્ર નામનો વિષ્ણુનો અવતાર રાક્ષસોના ક્ષય માટે હવે અગિયારમી વાર જન્મ લેશે.

હે બ્રહ્મન્ ! વિષ્ણુ ભગવાન નૃસિંહરૂપ ધારણ કરીને ત્રિલોકને પીડા કરવાવાળા હિરણ્યકશ્યપુ દૈત્યને જેમ સિંહ મદવાળા હાથીને મારે છે તેમ આ ત્રીજી વાર મારવા લાગ્યા. હે મુને ! પૃથ્વીનો ભાર દૂર કરવા વસુદેવને ઘેર વિષ્ણુનો હવે સોળમો અવતાર થશે. આ જગતની ભ્રાંતિ સાચી કદાચિત પણ નથી, ને જે કદાચિત દેખાય છે તે પણ જળના પરપોટાની માફક મિથ્યા જ જણાય છે. કળિયુગમાં સત્યયુગના આચારને યાદ કરું છું અને સત્ય યુગમાં કળિયુગના આચારને યાદ કરું છું. કેટલાક સર્ગ વેદોથી રહિત અને વેદોના અર્થોથી રહિત પોતાની ઇચ્છાથી વર્તમાન થયેલાને યાદ કરું છું હે બ્રહ્મન ! કેટલાક સર્ગ મનના મનન વ્યાપારથી ઉત્પન્ન થયેલાને યાદ કરું છું અને પૃથ્વીના વિકારથી રહિત થઈ પવનરૂપ થયેલા એવા દસ સર્ગો યાદ કરું છું.

હે બ્રહ્મન ! એવી રીતે જગતની અનેક સમસ્ત રચના મૂઢતાયુક્ત છે, તેથી સારી નથી. તેમજ આ પદાર્થ સર્વે જ કલ્પના કરતાં ઘણાં દુઃખ દેવાવાળા છે. માટે તેમાં મહાત્મા પુરુષ સ્થિરતા કેવી રીતે માને ?"

આ છે કાકભુશુંડીજી પક્ષીરાજે વસિષ્ઠને સંભળાવેલ યુગ-યુગાન્તરનું દર્શન. હવે પ્રશ્ન એ ઉત્પન્ન થાય કે કાક ભુશુંડીજી કોણ ? અને તેને મનુષ્ય, દેવ-દાનવનું શરીર ન હોવા છતાં કાક યોનિ(કાગડાના શરીર)માં આ બધું જ્ઞાન કેવી રીતે થયું ? અને કાક યોનિ મળવાનું કારણ શું ? આ પ્રશ્નો હવે આગળ વિચારીએ, તે માટે કંઈક રસપ્રદ કથાઓ જાણવી જરૂરી છે.

વિદેહરાજ બહુલાશ્વને દેવર્ષિ નારદજી જણાવે છે કે પ્રથમ સ્વાયંભુવ મન્વન્તરમાં વેદશિરા નામના મુનિ વિંધ્યાચળના એક ભાગમાં તપસ્યા કરી રહ્યા હતા. તેની બાજુમાં તપ કરવાની ઇચ્છાથી અશ્વશિરા પણ આવી ગયા. એમના ઉપર સાપની માફક ફૂંફાડા મારતા હોય તેમ વેદશિરાએ કહ્યું કે-

'હે બ્રાહ્મણદેવ ! શું સમગ્ર વિશ્વમાં આપને તપસ્યા માટે કોઈ સ્થાન મળતું નથી, જ્યાં આપ તપ કરી શકો ? આ ઠીક નથી લાગતું. આથી મારા એકાન્તનો ભંગ થશે.'

આ વાતથી અશ્વશિરા પણ બગડ્યા અને કહેવા લાગ્યા – 'મુનિશ્રેષ્ઠ ! આ તમામ ભૂમિ મહાવિષ્ણુ ભગવાન નારાયણ માધવની છે અને એટલા માટે એનું નામ 'માધવી' છે. આ કોઈ મારા કે આપના બાપદાદાની મિલકત નથી. ખબર નથી કે, આ અગાઉ કેટલાયે ઋષિઓએ અહીં તપ કર્યું છે ? આપ આ બધું જાણતા હોવા છતાં સાપની માફક ફૂંફાડા મારી રહ્યા છો. આપે તો સાપ બનીને રહેવું જોઈએ. જાવ, આપ સર્પ બની જાવ અને ભગવદ્‌વાહન ગરુડથી આપને પૂરો ભય રહેશે.'

આ સાંભળીને વેદશિરાજીએ કહ્યું કે 'તમે તો જાણે આ દુરભિપ્રાયથી જ ઘૂમતા અહીં આવ્યા હતા. નાની-નાની વાતો પર આટલો ક્રોધ તથા તપોનાશનો ઉદ્યમ ? આ તમારું કામ કાગડા જેવું છે. એટલે તમે આ પૃથ્વી પર શબ્દ કરવામાં કાગડા જેવા છો, 'कार्यार्थी काक इव कौ त्वं काको भवदुमति । (गर्गसंहिता २/१०/१) એટલે તમે કાગડા જ થઈ જાવ.'

તેઓ બંનેની દુઃખદ સ્થિતિ જોઈ ને દયાળુ ભગવાન ત્યાં પ્રગટ થઈ ગયા અને વેદશિરાને આગલા જન્મમાં કાલીય નાગ થઈને સ્વચરણ લાભનું તથા અશ્વશિરાને કાકભુશુંડી થવાનું આશ્વાસન આપ્યું.

साक्षात् काकभुशुण्डोऽभूद् योगीन्द्रो नीलपर्वते ।
रामायणं जगौ यो वै गरुडाय महात्मने ॥

(गर्गसंहिता, वृंदावन खण्ड-१०/१५-१६)

અશ્વશિરા ત્યારે નીલ પર્વત પર સાક્ષાત્ યોગીરાજ કાકભુશુંડીના રૂપમાં જન્મ્યા, જેમણે મહાત્મા ગરુડને રામાયણની કથા સંભળાવી હતી.

કાકભુશુંડીની અન્ય અનેક જન્માન્તરોની કથા માનસના ઉત્તરકાંડમાં છે, જે 'યોગવાસિષ્ઠ મહારામાયણ'માં ભુશુંડાખ્યાનમાં કાકભુશુંડીના જન્મનું વૃત્તાંત છે તે અન્ય પ્રકારનું છે.

અગાઉના કલિયુગમાં કાકભુશુંડી અયોધ્યામાં શુદ્ર જાતિમાં જન્મ્યા હતા. ત્યારે તેને ધર્મ, કર્મનું કોઈ જ્ઞાન નહતું. અયોધ્યાની પુણ્યભૂમિ વિશે પણ તેઓ કંઈ જ જાણતા ન હતા. ધર્મમાં કે ઈશ્વરમાં કોઈ શ્રદ્ધા ન હતી. તેમણે સેવક તરીકે કાર્ય કર્યું. તે જન્મ પૂરો થતાં મૃત્યુ બાદ પૂર્વના પુણ્યયોગે બીજો જન્મ બ્રાહ્મણ કુળમાં થયો. પરંતુ તેઓ દરેક વાતનું પ્રત્યક્ષીકરણ માંગતા રહ્યા, જિજ્ઞાસુની માફક પ્રશ્નો કરતા રહ્યા. તેઓ આજીવન નાસ્તિક હતા. પ્રશ્નકર્તા, જિજ્ઞાસુ અને ઈશ્વરની શોધ કરનારા બધા પૂરેપૂરા નાસ્તિક જ હોય છે. આસ્તિકતા પ્રાપ્ત કરવી એ સર્વથી દુર્લભ સ્થિતિ છે. અયોધ્યામાં દુષ્કાળ પડ્યો એટલે ઘૂમતા ફરતા કાકભુશુંડીજી ઉજ્જૈનમાં આવી ગયા, ભગવાન મહાકાલના શરણમાં. નાસ્તિક કાકભુશુંડીજીએ એક બ્રાહ્મણનું શરણું લીધું. બ્રાહ્મણ ખૂબ

જ દયાળુ અને શિવભક્ત હતો. તેણે કાકભુશુંડીજીને દીક્ષા આપી શિવમંત્ર જપ કરવા માટે કહ્યું એટલે શિવમંદિરમાં જઈ તેમણે આડંબરથી શિવ જપ કરવા માંડ્યા. પણ ગુરુનું કહ્યું માનતા નહીં, તેઓ જપ કરતા હતા ત્યારે ગુરુજી પધાર્યા પરંતુ તેમને પ્રણામ પણ કર્યા નહીં. બિચારા ગુરુજી કંઈ પણ બોલ્યા નહીં. પરંતુ મહાદેવજીએ પ્રગટ થઈ શ્રાપ આપ્યો અને ત્યાંથી તેને ભગાડી મૂક્યા. ફરતાં ફરતાં તેમને લોમશઋષિનો ભેટો થઈ ગયો. તેમની સાથે ભુશુંડીજી રહેવા લાગ્યા અને દરેક વખતે પ્રત્યક્ષ પ્રમાણની વાતો જ કરતા રહ્યા. અને ઈશ્વરને પ્રત્યક્ષ બતાવો એજ તેનું રટણ હતું. તેમણે ઈશ્વરનાં પ્રત્યક્ષ દર્શન માટે હઠ પકડી. એક દિવસ લોમશઋષિ ખિજાયા અને તેમને 'કાગડો થઈ જા' એવો શ્રાપ આપ્યો. તો પણ ભુશુંડીજીએ પોતાનો મત છોડ્યો નહીં. આખરે ઋષિ લોમશે દ્રવિત થઈને કહ્યું કે- 'મારો શ્રાપ નિષ્ફળ નહીં થાય, તારો કાકયોનિમાં અવશ્ય જન્મ થશે અને તને અયોધ્યામાં શ્રીરામચંદ્રના રૂપમાં પ્રત્યક્ષ પ્રભુનાં દર્શન થશે.'

હવે કાક-યોનિમાં ભુશુંડીજી ક્યારે કેવી રીતે જન્મ ધારણ કરે છે તેની કથા 'યોગવાસિષ્ઠ મહારામાયણમાં વર્ણવી છે તે જાણીએ.

કાકભુશુંડીજી મહર્ષિ વસિષ્ઠજીને કહે છે, મારા જન્મની કથા તમને કહું છું તે સાંભળો-

'હે મુનિ મહારાજ ! વિજયા, જયંતી, અપરાજિતા, સિદ્ધિ, રક્તા, ઉત્પલા અને અલંબુસા એ શંકરની આઠ યોગિની છે. તે યોગિનીઓ પરમાનંદ સમાધિ માટે વામમાર્ગથી તુંબરૂ નામના ભૈરવની પૂજા કરતી હતી. પોતાનાથી થયેલ શિવજીના અનાદરના ફળથી તેમનામાં જ્ઞાનદષ્ટિનો પ્રતિબંધ થવાથી તે અષ્ટમાતૃકાઓ પોતાનો પ્રભાવ બતાવવા ભોજનાર્થે શંકરને યજ્ઞમાં બલિપ્રદાનમાં પશુની માફક પાર્વતીને મારીને દેવા લાગી અને વળી ફરીથી પાર્વતીને સજીવન કરીને શંકર સાથે તેમના વિવાહ કરવા લાગી. એમ કરીને શિવજીને પ્રસન્ન કરતી હતી. તેમાં અલંબુસા નામની યોગિનીના વાહન ચંડકાક મદ્યપાન કરવાથી ઉન્મત્ત થઈ તેમના માંની એક સપ્ત બ્રહ્માના રથની હંસિની સાથે તેણે સંગક્રીડા કરી, જેથી તેને એકવીસ પુત્ર ઉત્પન્ન થયા. તે બ્રહ્માણીની આરાધનાના પ્રસાદથી સર્વ આત્મજ્ઞાનને પ્રાપ્ત થયા.'

આત્મજ્ઞાની પુત્રોને તેમના પિતા ચંડકાકે નિવાસસ્થાન બતાવ્યું, તે સર્વે ચિરંજીવી થયા તેમજ પરમપદને પામ્યા. તે એકવીસ ભાઈઓમાં હું ભુશુંડી કાક નામે છું, પરમેશ્વરીની કૃપાથી અત્યંત ચિરંજીવી છું, જીવન્મુક્ત છું. ભયનું નિમિત્ત પ્રાપ્ત થવાથી હું પણ ભયરહિત છું. જગતની માયાને પણ જોઈ શકું છું. પિતાએ બતાવેલ કલ્પવૃક્ષના લતામંદિરમાં નિવાસ કરું છું અને કાળક્ષેપ કરી આનંદથી રહું છું. હે મુને ! જેવી રીતે મંદરાચલ પર્વતના ભ્રમણથી ક્ષીરસાગર ક્ષીરની લહેરોથી પૂર્ણ થયેલ છે તેવી રીતે તમારા આવવાથી હવે હું આનંદથી પૂર્ણ મગ્ન થયો છું.'

અહીં ખાસ ધ્યાન ખેંચે તેવી બાબત એ છે કે કાકભુશુંડીજીના પિતા ચંડકાક અલંબુસા

નામક યોગિની માતૃકાનું વાહન છે તો એ કાકભુશુંડીજી જે મહાયોગિરાજ યુગાન્તરની ઘટનાના દૃષ્ટા છે. માતા ધૂમાવતીનું વાહન બને તેમાં કશું જ અનુચિત નથી. તેની ચિરંજીવતા અખંડપણે ધૂમાવતી સાથે જોડાયેલી રહેશે એમાં મને શંકા નથી. સામાન્ય કાક ધૂમાવતી શક્તિનું સંચાલન કરી જ શકે નહીં, એ માટે કાક ભુશુંડીજી જ યોગ્ય છે.

# સૂર્પહસ્તા ધૂમાવતી

ભગવતી ધૂમાવતીએ પોતાના હાથમાં સૂપડું(સૂપ) ધારણ કરેલું છે એટલે ધૂમાવતી સૂર્પહસ્તા પણ કહેવાય છે. હાથમાં સૂપડું ધારણ કરવાથી ધૂમાવતીનું સ્વરૂપ ઘણું જ વિચિત્ર અને રહસ્યમય બની જાય છે. સૂપડામાં અનાજ નાંખો અને વિશિષ્ટ રીતે હલાવો એટલે કચરો અને ખરાબ અનાજ તરત જ સારા અનાજથી અલગ અલગ થઈ જાય છે. અન્નની ઉત્તમત્તા ટકાવી રાખવા માટે ખેડૂત પવનની દિશાને ધ્યાનમાં લઈ સૂપડામાં અનાજ ભરી હલાવતા હલાવતા અનાજને એક પાથરણા ઉપર ઊંચેથી નીચે નાખે છે, જેને વા દેવો કહેવાય છે. આમ અનાજને વાયુનો સંયોગ થવાથી કચરો છૂટો પડી હલકા અનાજ સાથે મેદાનમાં ઊડી જાય છે અને વજનદાર અનાજના દાણા સાફ થઈ પાથરણા ઉપર એકત્ર થાય છે. આમ કચરાની સાફસૂફ કરવામાં વપરાતું સૂપડું સાફસૂફી અને છાનબીન(ચાળણક્રિયા)નું સાધન છે. સંસારમાં પણ અનેક પ્રકારનાં પ્રદૂષણ અને કચરાઓ કાળ અને કર્મના દોષને કારણે સર્જાતા રહે છે, જે સમાજ અને પ્રાણીજીવનને માત્ર હાનિકર્તા નીવડે છે. આવા કચરા અને પ્રદૂષણ દૂર કરવા માટે જ ભગવતી ધૂમાવતી પોતાના હાથમાં સૂપડું ધારણ કરી સૂર્પહસ્તાદેવી બની છે. સંસારમાં વખતોવખત ઉત્પન્ન થતાં પ્રદૂષણ, કચરો અને દૂષિત તત્ત્વોને સૂપડું કાળવાયુની સહાયથી અલગ કરી શુદ્ધ અને કલ્યાણકારી તત્ત્વોને સમાજ ઉપયોગી બનાવવાનું કામ માતા ધૂમાવતી કરે છે.

સૃષ્ટિનો નિયમ છે કે સર્વને પ્રજનન અને નવજનનની છૂટ છે. એ જરૂરી નથી કે બધું જ પ્રજનન કે નવજનન શુભ અને આનંદપ્રદ હોય. જેઓ પ્રજનન કરે છે કે નવસર્જન કરે છે તેઓ પોતાના કર્મનાં ફળને મારી નથી શકતા. શિવજી તો સાધકને પ્રસન્ન થઈને આશીર્વાદ આપી દે છે, પછી તે રામ હોય કે રાવણ, ચાહે સાધુ હોય કે ચોર અથવા દેવ હોય કે દાનવ બધાનું પ્રજનન તો થાય છે. પરંતુ સાધુ સ્વભાવવશ સાધુ(સજ્જન)નું પ્રજનન અલ્પ પ્રમાણમાં થાય છે, કારણ કે તે પ્રજનનની બાબતમાં ઉત્સાહવિહીન હોય છે, જ્યારે કેટલાક ચોર અલ્પકાળખંડમાં અસંખ્ય ચોરોનું ઉત્પાદન કરીને સમાજમાં ફરતા કરી દે છે. આમ થવાથી તો શક્તિ સંચાલન બગડી જશે અને આવું જ થાય છે. એટલા માટે જ શક્તિ સંતુલન ટકાવી રાખવા માટે, સૃષ્ટિની અપૂર્ણતા, વિકૃતી અને ઊર્જાવિહીન બની રહેલી સંરચનાઓ મૃત્યુને હવાલે કરવી જ પડે છે. આમ થાય તો જ સંસારમાં સ્વસ્થતા અને તાજગી આવે અને સમાજ વિકાસોન્મુખ બની શકે.

આપણે સમાજમાં બે મુખ અથવા ત્રણ મુખવાળાં, ચાર આંખવાળાં પ્રાણી અને મનુષ્યો તેમજ પશુ અને મનુષ્યના સંમિશ્રણવાળા વિકૃત શિશુઓ જન્મ લેતાં જોઈએ અને જાણીએ છીએ કે તેઓ જન્મ લેતાં જ મરણને શરણ થતાં હોય છે. પ્રકૃતિ સ્વયં અપૂર્ણ શિશુરૂપી સંરચનાઓને પણું કરીને ગર્ભમાં જ સમાપ્ત કરી દે છે. કેટલીક ઘાતક બીમારીઓવાળા મનુષ્ય પણ જલ્દીથી મૃત્યને પ્રાપ્ત કરે છે. યુદ્ધમાં પ્રચંડ નરસંહાર થાય છે. કુદરતી આપત્તિ, ધરતીકંપો, વાવાઝોડું, અતિવૃષ્ટિ કે દુષ્કાળમાં કેટલાંયે પ્રાણીઓ હોમાઈ જાય છે. આમ અકાળ મૃત્યુ અને પ્રલયકારી તોફાન આવે ત્યારે ધૂમાવતી શક્તિ સક્રિય બની છે એમ સમજી લેવું. આ રીતે જો મા ધૂમાવતી સક્રિય ન બને તો, આ પૃથ્વી વિકલાંગ અને વિકૃત મનુષ્યોથી અને અનેક મહામારીઓથી ગ્રસિત પ્રાણીઓથી છવાઈ જાત, પૃથ્વી નિરાપદ રહી જ ન શકે. પરંતુ શક્તિ સંતુલનના સિદ્ધાંત ઉપર સમયોચિત સાફસૂફી કરવા માટે સૂર્પહસ્તા ધૂમાવતી સક્રિય બનતી રહે છે.

સાધના દ્વારા સાધક જ્યારે ધૂમાવતી શક્તિને પ્રાપ્ત કરે છે ત્યારે સાધકના જીવનનો અભિગમ અવશ્ય બદલાય છે. માતા ધૂમાવતી સાધકના પૂર્વકાળના કલંકિત, અભિશપ્ત અને વિકૃત જીવનને ભસ્મ કરી દે, અન્યથા વર્તમાનમાં ચમકતું નિરાપદ અને સ્વસ્થ જીવન પ્રાપ્ત થવું અસંભવ જ છે.

ભગવાન શંકર સ્મશાનવાસી છે. તે ચિત્તાભસ્મનો લેપ સર્વાંગે કરે છે. શિરડીના સાંઈબાબાએ અખંડ ધૂણી જલાવી હતી એ પણ ધૂમાવતીની જ સાધના છે. તે ધૂણીની રાખ (ભસ્મ)થી ભક્તોના ઘણા મનોરથ પૂર્ણ થયાનું જાણમાં છે. ઉજ્જૈનમાં મહાકાલેશ્વરને ભસ્મઆરતી સમયે રોજ ચિતાભસ્મનું લેપન કરવામાં આવે છે. સંધ્યાવંદન સમયે દ્વિજમતિ લલાટ, કંઠ, બાહુ તથા હૃદય ઉપર ભસ્મ ધારણ કરે છે. સાધકો પણ ભસ્મ ધારણ કરે છે. યજ્ઞોની પૂર્ણાહુતિ બાદ યજ્ઞની ભસ્મ બધા લોકો ધારણ કરે છે. હોળીની ભસ્મ પણ લોકો ધારણ કરે છે. આમ ભસ્મધારણનું વિધાન પણ ધૂમાવતી સાધનાના અંતર્ગત આવે છે. પ્રાણીમાત્રનું જીવન અંતે ભસ્મરૂપ થવાનું છે. સંસારની પ્રત્યેક વસ્તુ ભસ્માવશેષ જ થવાની છે તે ભસ્મ ધારણ કરનારને સ્મરણમાં રહેવું જરૂરી છે. પવિત્રતા અને શુદ્ધીકરણ ધૂમાવતી સાધનાનું પ્રતિફલ છે. એ નાસ્તિકને આસ્તિકતા તરફ દોરનારી આસ્તિકતાની દેવી છે, શિવની કલ્યાણી શક્તિ છે.

મોટા મોટા રાજકર્તાઓ અને રાજપુરુષો કે નેતાઓ પૂર્વજીવનમાં કરેલાં કર્મોથી ઉત્પન્ન ફળને કારણે વર્તમાનનો પ્રભાવ અને ચમક ગુમાવી દેતા હોય છે. વિશ્વામિત્રનો પણ જીવનનો પૂર્વાર્ધકાળ અભિશપ્ત હતો. તેમના જીવનમાં યુદ્ધ હતાં, હિંસા હતી, લોલુપતા હતી, મેનકા હતી, ન જાણે કેટલાંયે કુકર્મોથી ભરેલું જીવન હતું ! તેમના માટે બ્રહ્મર્ષિ-પદ ઘણું જ દુર્લભ હતું. ધૂમાવતી કલ્પ પ્રાપ્ત કરવા માટે તેઓ વ્યાકુળ હતા. જીવન જેવું મળ્યું તેવું જ અંતકાળ સુધી સંપૂર્ણકાળ સુધી ચાલે એ જરૂરી નથી અને એ પ્રમાણે બનતું પણ નથી.

પૂર્વ જીવનમાં સમ્રાટ અશોક ઘોર યુદ્ધપિપાસુ હતા. માનો કે એક ભયંકર નરપશુ જ હતા. પરંતુ કલિંગના યુદ્ધ દરમિયાન જે નરસંહાર થયો તેનો ચિતાર તેમનું માનસ પરિવર્તન કરવામાં કારણભૂત બન્યો. યુદ્ધભૂમિમાં જ વિરક્તિ આવી ગઈ અને બૌદ્ધ ધર્મના અનુયાયી બની ગયા. જીવનમાં પરિવર્તન અવશ્ય આવ્યું પરંતુ તીવ્રતાઓ ઓછી થઈ નહીં. એક વખતના નર રક્તપિપાસુ અશોક હવે શાંતિના પ્રચારક બની ગયા. ભારત વર્ષ ઉપરાંત શ્રીલંકા, જાપાન, મધ્ય એશિયા, મોંગોલિયા, ચીન અને નેપાળના નિંદા કરવા યોગ્ય અસંખ્ય હિંસક મનુષ્યો તેના પ્રચારકાર્યથી અહિંસક બની ગયા. અશોકને આજે એટલા માટે યાદ કરવામાં આવે છે, કારણ કે એનાં કુકર્મો અને રક્તરંજિત ઈતિહાસ અને જીવનની ખામીઓને ધૂમાવતીએ ભસ્મ કરી દીધાં છે. આજ મૃત શરીરોની તાકાત છે અને ધૂમાવતીની શવસાધના છે. જીવનના કલ્યાણનો અને શિવપ્રાપ્તિનો અભિગમ છે.

જીવન પરિવર્તનશીલ છે, એમાં જ્યારે પણ સાફસૂફીની તેમજ દિશા પરિવર્તનની આવશ્યકતા જણાય છે ત્યારે સૂર્પહસ્તા ધૂમાવતીની આવશ્યકતા અવશ્ય પડવાની જ એ નિતાન્ત સત્ય છે.

## ધૂમાવતીના ઋષિ પિપ્પલાદની કથા

ધૂમાવતી તંત્રના ઋષિ પિપ્પલાદ મહર્ષિ છે. અહીં મહર્ષિ પિપ્પલાદ વિશે થોડુંક જાણી લઈએ એ પ્રાસંગિક બાબત છે. પ્રથમ સવાલ એ ઊભો થાય કે પિપ્પલાદ કોણ? તો મને કહેવાનું મન થાય કે સૂર્યપુત્ર શનિ મહારાજ, જેની સાડસાતી અને અઢી વર્ષની પનોતીના સમયમાં ભલભલા હાર કબૂલે અને તેના નામથી કંપી ઊઠે છે તે શનિ મહારાજને બ્રહ્મવિદ્યાનું જ્ઞાન આપનારા જ્ઞાનદાતા ગુરુ મહર્ષિ પિપ્પલાદ હતા. પરંતુ શનિ મહારાજે સાડાસાતીના સમયમાં મહર્ષિ પિપ્પલાદને પણ છોડ્યા નથી. આ પિપ્પલાદ મહર્ષિ દધિચી ઋષિના પુત્ર હતા.

દધિચી ઋષિને એના મિત્રએ ખૂબ માર મારીને તેમનાં હાડકાં તોડી નાંખ્યાં હતાં. પરંતુ ભલું થાય શુક્રાચાર્યનું કે જેમણે સંજીવની મંત્ર દ્વારા દધિચીના અસ્થિ વજ્રસમાન બનાવી દીધાં હતાં. દધિચી ઋષિ પરમ શિવભક્ત હતા.

શુક્રાચાર્યને સંજીવની મંત્રવિદ્યા સિદ્ધ કરવી હતી. શિવજીએ તેમને કહ્યું, બે હજાર વર્ષ સુધી ઊંધા લટકીને કેવળ ધૂમાડાનું પાન કરો. આજ તો શુક્રાચાર્યની ધૂમાવતી ઉપાસના હતી. સંજીવની વિદ્યા ધૂમાવતી તંત્રનો જ એક ભાગ છે. ધૂમાડામાં તો અલ્પ માત્રામાં જીવનતત્ત્વની હાજરી હોય છે. પરંતુ શિવજીએ તે સિદ્ધ કરવાની આજ્ઞા કરી સંજીવની વિદ્યાનો મંત્ર આપ્યો. છેવટે ઘણી જ ઉગ્ર તપશ્ચર્યાને અંતે શુક્રાચાર્યે ધૂમાડાને માધ્યમ

બનાવી સંજીવની વિદ્યા સિદ્ધ કરી. કહો કે ધૂમ્રતત્ત્વના માધ્યમથી એટલે કે ધૂમાવતીની જ કૃપાથી શુક્રાચાર્ય સંજીવની વિદ્યામાં સિદ્ધ બન્યા.

વૃત્રાસુર આદિ અસુરોથી પરાજિત થયેલા દેવતાઓએ દધિચી ઋષિ સમક્ષ જઈને પ્રાર્થના કરી કે અમને તમારાં અસ્થિ(હાડકાં)ની જરૂરત છે. તમારા અસ્થિમાંથી ઈંદ્રનું વજ્ર અને અન્ય હથિયારોનું નિર્માણ થાય તો જ તે શસ્ત્રો વડે વૃત્રાસુર આદિ અસુરોનો સંહાર કરી શકાય તેમ છે. ભગવાન શિવના ઉપાસકો ઘણા જ સરળ અને ઉદાર ચિત્તવાળા હોય છે. તેમનું જીવન પરોપકાર અને લોકકલ્યાણના તાણાવાણા ઉપર આધારિત હોય છે. આજ તો શિવ(કલ્યાણ)ની ઓળખ છે.

દધિચી બોલ્યા : 'હું ધૂમાવતી સાધનાના અનુષ્ઠાનનો આરંભ કરું છું. મારું અનુષ્ઠાન પૂર્ણ થતાં સુધી થોભી જાવ. હું મારા શરીરને પવિત્ર આત્માથી ઉત્પન્ન થયેલ યોગાગ્નિમાં દહન કરીશ, તપાવી અને શુદ્ધ કરીશ. ત્યારબાદ તમે મારાં અસ્થિઓ લઈ જજો.'

આ કાર્યનો હેતુ દધિચી ઋષિએ પોતાની પત્નીને સમજાવ્યો અને તેને કોઈ સલામત સ્થળે મોકલી આપી. જેવી ઋષિ દધિચીની પત્ની પરત આવી તો પોતાના પતિનો વિયોગ સહન કરી શકી નહીં. તેણે ઉગ્રતા ધારણ કરી લીધી. ઋષિપત્નીએ પતિવિયોગમાં શરીર ત્યાગવાની તૈયારી કરી લીધી. ત્યારે ભગવાન શિવજીએ આકાશવાણી કરીને કહ્યું કે- 'ગર્ભવતી નારીએ આ રીતે પતિની પાછળ દેહત્યાગ કરવો એ ધર્મમર્યાદાથી વિપરીત છે.' પછી તો ઋષિ દધિચીની પત્નીએ તીક્ષ્ણ ધારવાળા પથ્થર વડે પોતાનું પેટ ચીરીને પુત્રને બહાર કાઢ્યો અને એક પીપળાના વૃક્ષ નીચે પુત્રને છોડી દીધો અને બીજી જ ક્ષણે સતી થઈ ગઈ. અહીં સતી ધૂમાવતીની પરાકાષ્ઠા પ્રગટ થાય છે.

દધિચીની પત્નીએ પીપળાનાં વૃક્ષ નીચે છોડી દીધેલું બાળક તે દધિચીનો પુત્ર, જેને સિંહણે દૂધ પાયું ને ઉછેર કર્યો. સામાન્ય રીતે સિંહ-સિંહણ મનુષ્યના સંતાનનું ભક્ષણ જ કરે છે. પરંતુ સિંહણમાં મનુષ્યના સંતાન માટે જ્યારે માતૃત્વ જાગૃત થાય અને પોતાનું સ્તન્ય(દૂધ) માનવબાળને પીવા મળે તો કાલાન્તરે કોઈક મહર્ષિ પિપ્પલાદ જેવો ઋષિ સંસારને પ્રાપ્ત થાય, કોઈ ભરત જેવો ઋષિબાળ સિંહો સાથે રમનારો અને તેનું દૂધ પીનારો ઋષિ સમાજને મળે. ભરત તો સિંહના મોઢામાં હાથ નાંખતો, સિંહબાળ સાથે રમતો અને સિંહણનું દૂધ પીતો હતો. અરે, ક્યારેક તે સિંહ ઉપર સવારી પણ કરતો હતો. પૂર્વકાળમાં આપણા દેશનું નામ એલા ખંડ(એલાવર્ત) હતું પરંતુ ભરત ઋષિના નામ પરથી ભારત ખંડ નામ પડ્યું છે.

ગધેડીનું દૂધ શમીવૃક્ષના લાકડામાંથી બનેલા વિશેષ પાત્રમાં રાખવામાં આવે છે, જેનું એક વિશેષ વિજ્ઞાન છે. ગાયનું દૂધ ટીનના વાસણમાં રાખવાથી ફાટતું નથી. પરંતુ સિંહણનું દૂધ ફક્ત સુવર્ણના પાત્રમાં જ ઠરે છે અને સોનાના પાત્રમાં જ ગરમ થઈ શકે છે. પ્રાચીન કાળમાં ઋષિ-મુનિઓ સિંહણના દૂધ માટે સુવર્ણના પાત્રનો જ ઉપયોગ કરતા હતા. માટે જ તો ગુર્જર કવિ દયારામે ગાયું છે કે -

'જે કોઈ પ્રેમઅંશ અવતરે પ્રેમરસ તેના ઉરમાં ઠરે;
સિંહણ કેરું જે દૂધ હોય તે સિંહણસુતને જરે...!
અન્ય પાત્ર પેખે સહુ સીધું ફોડીને બહાર નીસરે,
સિંહણ તણું જે દૂધ હોય તે સુવર્ણપાત્રમાં ઠરે !'

આ છે સિંહણના દૂધનું મૂલ્યવાન વિજ્ઞાન, સિંહણે જેને દૂધ પાયું તે મહર્ષિ પિપ્પલાદ ઉપર પરાશક્તિ જગદંબાની આ અનહદ કૃપા નથી તો શું છે ? આ મહર્ષિ પિપ્પલાદને ભગવાન શિવજીએ ધૂમાવતી વિદ્યા પ્રદાન કરી. કાલાન્તરે તેઓ ધૂમાવતી મંત્રના દૃષ્ટા બની ધૂમાવતી વિદ્યાના ઋષિ બન્યા તેમણે ધૂમાવતી છંદની પણ રચના કરી છે.

આ ધૂમાવતી સાધના ખૂબ જ કઠિન છે. કાયરો અને ડરપોક સાધકોનું આ સાધનામાં સ્થાન નથી. નાસ્તિકો માટે તો આ ધૂમાવતી સાધના સાક્ષાત કાળ છે. મહર્ષિ પિપ્પલાદના જેવો હિંમતવાન, નીડર અને સિંહણનું દૂધ પીનાર જ ધૂમાવતીનો સાચો ઉપાસક અને ધૂમાવતી વિદ્યાનો માર્ગદર્શક ઋષિ બની શકે, અન્ય કાચાપોચા સાધક માટે ધૂમાવતી સાધના નથી. જીવનનું સર્વસ્વ અને પોતાના પ્રાણની આહુતિ આપવાની તૈયારી હોય તેને જ ધૂમાવતી સિદ્ધ થાય છે. અને અંતે તેને મોક્ષ પ્રાપ્ત થાય છે.

## અલક્ષ્મીની કથા

પુરાણોમાં લક્ષ્મી અને અલક્ષ્મી બંનેનાં વર્ણનો પ્રાપ્ત થાય છે. અલક્ષ્મી અને લક્ષ્મીની કથાઓ રોચક અને બુદ્ધિગમ્ય પણ છે. ક્ષીરસાગરમાંથી જેમ લક્ષ્મી આવી તેમ અલક્ષ્મી પણ આવી. દેવો અને દાનવોએ ક્ષીરસાગરનું મંથન કર્યું. ખરેખર તો એને સમુદ્રમંથન કરતાં અમૃતમંથન કહેવું વધુ ઉચિત છે. સમુદ્રમંથનની કલ્પના એ નાટ્યપૂર્ણ અને કાવ્યપૂર્ણ છે. યથાર્થમાં તો અમૃતમંથન જ કહેવાય. કહેવાય છે કે સમુદ્રમંથન કરતાં ચૌદ રત્નો સમાજ કલ્યાણ માટે નીકળ્યાં. એનું શાબ્દિક રહસ્ય અને તાત્વિક રહસ્ય અલગ વસ્તુ છે.

સમુદ્રમંથનમાંથી અલક્ષ્મી અને લક્ષ્મી બન્ને આવ્યાં, તેમાં અલક્ષ્મી મોટી બહેન (જયેષ્ઠા) અને લક્ષ્મી કમલા નાની બહેન(કનિષ્ઠા). નાની બહેન લક્ષ્મીને ભગવાન વિષ્ણુ જોડે પરણવું હતું પરંતુ 'ज्येष्ठां परित्यज्य'-મોટી બહેનને પરણાવ્યા વિના નાની બહેન પરણી ન શકે. તો હવે કરવું શું ? અને આ લક્ષ્મીને પરણે કોણ ? લક્ષ્મી જોડે પરણવા તો વિષ્ણુ ભગવાન તૈયાર થયા, પણ અલક્ષ્મીને પરણે કોણ ?

પછી તો અલક્ષ્મીને ઠેકાણે પાડવા માટે વિષ્ણુ ભગવાને એક ઉદ્દાલક નામના બ્રાહ્મણને પકડ્યો અને તેની જોડે અલક્ષ્મીને પરણાવી દીધી, અને પોતે લક્ષ્મી જોડે પરણ્યા.

અલક્ષ્મીને પરણીને ઉદ્દાલક બ્રાહ્મણ તો હેરાન પરેશાન થઈ ગયો. તેને એમ થયું કે મને આ બલા ક્યાં વળગાડી ? કેમકે અલક્ષ્મીને મદ્ય(દારૂ) ગમે, દ્યુત(જુગાર) રમે,

કલહથી જ એ ખુશ થાય; એટલું જ નહીં કલહ(ઝઘડા અને કલેશ) વગર એને ચેન પડે નહીં. એ કર્કશ બોલે, કઠોર વર્તન કરે. પોતાના ધણીનું દિલ જીતવાનું તો બાજુએ રહ્યું, એ પોતાના ધણીનું હૃદય બાળવાનું-મારવાનું જ રાતદિવસ કામ કરે. આવી ઘરવાળી આ ઉદ્દાલકને મળી.

ઉદ્દાલક જન્મજાત વૈદિક નિષ્ઠાવાળો, વૈદિક કર્મ કરનારો બ્રાહ્મણ હતો. તે પોતાની કલહપ્રિયા પત્નીને વૈદિક વિચારો સમજાવે, વેદ ધર્મ મુજબ કર્મ કરવાનું કહે. પણ આ અલક્ષ્મી તેનાથી બરાબર ઊલટું જ કરે. તેથી ઉદ્દાલક કંટાળી ગયો. એણે મનમાં વિચાર કર્યો, વિષ્ણુ ભગવાનની ભલામણથી મેં આ કન્યા પસંદ કરી છે. પણ ભલામણ ખોટી, કારણ કે ભલામણ કરવાવાળો જ ખોટો અને મતલબી હતો. એને પોતાને લક્ષ્મી જોડે પરણવું હતું, પરંતુ મોટી છોકરી પરણે નહીં ત્યાં સુધી નાની પણ પરણી ન શકે. તેથી વિષ્ણુએ અલક્ષ્મીને મારી જોડે પરણાવી દીધી છે.

પણ, હવે કરવું શું ? કાળિયાની કપટલીલામાં ફસાયેલો બિચારો બ્રાહ્મણ કરે પણ શું ? એને એક વખત અલક્ષ્મી પર ખૂબ ગુસ્સો ચડ્યો. તે કંટાળી ગયો હતો તેથી ચિડાઈ ગયો. 'આ શું સંસાર છે ? આ તે કંઈ જીવન છે ? આને વિષ્ણુ-લક્ષ્મીનો તકવાદ કહેવો કે અલક્ષ્મીનો આતંકવાદ ! કંઈ સમજાતું નથી. આ જ તો વિધિની વક્રતા છે, યોગ્યતા વગર યોગ્ય મળતું જ નથી.

અને પછી તો, ઉદ્દાલક બ્રાહ્મણે અલક્ષ્મીને પીપળાના ઝાડ નીચે છોડી દીધી અને કહ્યું; 'જા, હવે તારે ને મારે કોઈ સંબંધ નથી. એમ કહીને તે ઉદ્દાલક તપશ્ચર્યા કરવા ચાલ્યો ગયો. હવે સાચા અર્થમાં ઉદ્દાલક બ્રાહ્મણ બન્યો. નથી એને લક્ષ્મીની તમન્ના, નથી અલક્ષ્મીનો મોહ કે આસક્તિ. વંદન છે ઉદ્દાલકને, વંદન છે ભારતની બ્રાહ્મણ સંસ્કૃતિને.

ઉદ્દાલક બ્રાહ્મણથી ત્યજાયેલી અલક્ષ્મી હવે રડવા લાગી. અલક્ષ્મી(દરિદ્રતા, કંગાલિયત)ને કોઈ ન સ્વીકારે તો જગતનો નાથ જગદીશ તેને બ્રાહ્મણ સાથે ભટકાવી દે અને બ્રાહ્મણ તેને તરછોડે એટલે કે બ્રાહ્મણ સાથે સદ્‌વર્તન ન કરે તેને ભગવાન વિષ્ણુ અને લક્ષ્મી પણ સહારો આપતાં નથી. અલક્ષ્મીને રડ્યે જ છૂટકો. એને ન તો કોઈ બોલાવે, ન સત્કાર કરે. એની પોતાની તો કોઈ કિંમત કે આબરૂ હતી જ નહીં. ધણીને લીધે એની થોડી ઘણી કિંમત હતી પણ ધણીના ચાલી ગયા પછી એ કિંમત પણ રહી નહીં. એ ધણીની પણ રહી નથી એ સમજાતાં રડવા લાગી.

અલક્ષ્મી એ લક્ષ્મીની મોટીબહેન થાય એટલે વિષ્ણુ ભગવાનની સાળી થાય. પોતાની સાળી રડે તે બનેવીને ગમે નહીં, તેથી અલક્ષ્મીને રડતી જોઈ ભગવાન વિષ્ણુને પણ દુઃખ થયું.

લક્ષ્મીએ વિષ્ણુ ભગવાનને કહ્યું : 'જુઓ તો ખરા, મારી મોટી બહેન કેટલી દુઃખી છે ?'

ભગવાન બોલ્યા; એનાં કર્મો એવાં છે એટલે જ દુઃખી થાય છે, જે સ્ત્રીને પોતાનો પતિ જ તરછોડે કે માન ન આપે તેનું સમાજમાં કોઈ સ્થાન રહેતું નથી. તેને કોઈ જ માન આપતું નથી. જેને ધણીએ છોડી દીધી છે તેનું કરવાનું શું ? તેનું ભગવાન પણ કરી શકતા નથી.

ભગવાન વિષ્ણુ બોલ્યા; આમાં આપણે શું કરી શકીએ ? હા, આપણે એટલું જરૂર કરી શકીએ કે અઠવાડિયામાં એક વાર દર શનિવારે તેને મળવા જવાનું રાખીએ, કે જેથી એ બિચારી વિગત-ધવા(વિધવા) દુઃખીનું દુઃખ હરણ થઈ શકે.

તેથી જ અલક્ષ્મીનાં બહેન-બનેવી લક્ષ્મી-નારાયણ દર શનિવારે પીપળાના ઝાડ પાસે આવે છે. પીપળાનું એટલે કે ઝાડ અશ્વત્થ વૃક્ષ, શનિવારે વૈભવ અને સમૃદ્ધિ આપનાર અને પૂજનીય છે- એવું પુરાણકથામાં વર્ણન છે.

લક્ષ્મી આવે તે બધાંને ગમે, અલક્ષ્મી કોઈને ગમતી નથી. ભારતનો ઋષિ પણ તેજસ્વી મહાલક્ષ્મીનું વર્ણન કરે છે. ઋષિએ તેજસ્વી લક્ષ્મી માંગી છે, સામર્થ્યવાન લક્ષ્મી માંગી છે અને ત્યાર પછી આર્દ્ર અને પોતાને ઘેરે કાયમી નિવાસ કરનારી લક્ષ્મી માંગી છે. મને આવ-જા કરનારી લક્ષ્મી નથી જોઈતી, મને કાયમી લક્ષ્મી જોઈએ છે. ત્યારપછી ઋષિ ઉદંડ લક્ષ્મી અને દિગંત કીર્તિ માંગે છે - ઋષિ કહે છે -

'प्रादुर्भूतो सुराष्ट्रेऽस्मिन् कीर्तिमृद्धिं ददातु मे ।' (શ્રી સૂક્ત)

'હું એવા સુરાષ્ટ્ર(ભારત)માં જન્મ્યો છું, જે રાષ્ટ્રની પાસે વિશિષ્ટ વિચારધારા છે, વિશિષ્ટ પરંપરા છે, વિશિષ્ટ કલ્પના છે, વિશિષ્ટ જીવનશ્રેણી છે, જે રાષ્ટ્રની વિશિષ્ટ સંસ્કૃતિ છે. તે રાષ્ટ્રની કીર્તિ અને ઋદ્ધિ(સમૃદ્ધિ) વધે એટલા માટે હે મા ! તું અમને મદદ કર.'

આગળના મંત્રમાં ઋષિ કહે છે -

क्षुत्पिपासामलां ज्येष्ठामऽलक्ष्मी नाशयाम्यहम् ।
अभूतिमसमृद्धिं च सर्वां निर्णुद मे गृहात् ॥

મારા ઘરે લક્ષ્મી તો આવે જ પણ મારા ઘરેથી અલક્ષ્મી ચાલી પણ જાય. કેવળ લક્ષ્મી આવે એટલે પરિપૂર્ણતા નથી આવતી. હે ભગવાન ! ક્ષુત્પિપાસાથી ભરેલી અનેક પ્રકારના મળવાળી જે જયેષ્ઠા અલક્ષ્મી છે, લક્ષ્મીની મોટી બહેન અલક્ષ્મી છે તેનો નાશ કરવા હું પ્રયત્ન કરીશ. 'ભગવાન ! તું મારા ઘરની અલક્ષ્મી કાઢી નાંખ.'

માત્ર આવું બોલનારની અલક્ષ્મી જતી નથી, ભગવાન લક્ષ્મી મોકલે પણ જો માણસ અલક્ષ્મીને કાઢવાનો પ્રયત્ન જ ન કરતો હોય તો ભગવાન પણ શું કરે? માટે જ ઋષિ ઉપરોક્ત મંત્રમાં ભગવાન પાસે માંગણી કરે છે કે તું અમને અલક્ષ્મીને દૂર કરવા માટે મદદ કર.

અલક્ષ્મીને ઉપાડીને ફેંકવા માટે કોઈ સારો દિવસ કે મુહૂર્ત જોવાની જરૂર નથી. 'વિચાર કર્યા વિના જ અલક્ષ્મીને ફેંકી દે.' એવું કહેવાનું હોય ત્યારે 'निर्णुद' શબ્દ વપરાય છે. निर्णुद = વિચાર ન કરતાં તેનું ઉચ્ચાટન કર, તેનાં મૂળિયાં મારા ઘરમાં રહેવા

ન જોઈએ. કેટલીક વસ્તુ ખસેડતી વખતે, ફેંકી દેતી વખતે વિચાર કરવાનો હોય, વિવેક રાખવાનો હોય પરંતુ અલક્ષ્મીને ઉપાડીને ફેંકી દેતી વખતે વિચાર-વિવેકની જરૂર નથી. અવિવેકી અવિચારી બનીને તેને ફેંકી દેવાની છે એમ કહેવા માટે ઋષિએ શબ્દ વાપર્યા છે- 'अभूतिमसमृद्धिं च सर्वां निर्णुद मे गृहात् ॥'

ઘરઘરમાં જે અલક્ષ્મી નાચે છે એનું કારણ ભૂખ છે. આ ભૂખી મા એ જ તો ધૂમાવતી છે. સત્તાની-સંપત્તિની, કીર્તિની, વૈભવની ભૂખ લાગી કે અલક્ષ્મીનું આવાહન થઈ ગયું જ એમ સમજો. અતૃપ્તિ એ જ અલક્ષ્મી છે. એ જ ધૂમાવતી છે અને લક્ષ્મી કમલા એ પરમ તૃપ્તિ છે. લક્ષ્મીની ભૂખ લાગવી ન જોઈએ. ભૂખની સાથે અગ્નિ છે. ક્ષુધાગ્નિ, અને અગ્નિ હોય ત્યાં ધુમાડો(તત્ત્વ) ધૂમાવતીની શક્તિ પ્રગટ થયાં વિના રહેતી નથી. એટલે અતૃપ્તિ અને આસક્તિનું ધૂમતત્ત્વ છવાઈ જાય એટલે ધૂમાવતી સામ્રાજ્ય સ્થપાઈ જાય. પછી તો અજ્ઞાન અને અંધકારમાં અટવાયેલો બુભુક્ષિત્(ભૂખ્યો, અતૃપ્ત) જીવ પોતાની ઈચ્છિત વસ્તુની પ્રાપ્તિ માટે કંઈપણ ખોટું કર્મ(પાપકર્મ) કરતાં અચકાતો નથી. માટે જ તો કહ્યું છે કે 'बुभुक्षित जनाः किम् किम् न करोति पापम् ।' ભૂખ્યો માનવ શું શું પાપ નથી કરતો ?

લક્ષ્મી પ્રત્યે ભક્તિ હોવી જોઈએ, તો જ લક્ષ્મી આપણા ઘરમાં સ્થિર રહે છે. ભૂખ લાગ્યા પછી જો લક્ષ્મીને હઠપૂર્વક ખેંચી લાવશો તો તે એક બારણેથી આવશે અને બીજા બારણેથી ચાલી જશે. ભક્તિથી આવેલી લક્ષ્મી ટકે છે અને કલ્યાણ કરે છે, ભૂખથી આવેલી લક્ષ્મી ટકતી નથી. 'મારા ઘરમાં પાંચ પૈસા બચે' આ વૃત્તિ એટલે જ ભૂખ. આ ભૂખ(ભૂખીમા, અલક્ષ્મી, જ્યેષ્ઠા કે ધૂમાવતી) સ્વરૂપ ઘરમાં પ્રગટ થયું એટલે સમજો જીવનનો ખેલ ખલાસ. ઘરે ઘરે ઝઘડા થાય છે એ પાછળનું કારણ પણ ભૂખ (અતૃપ્તિ) છે.

## ભૂખી-માનું ભૂખ વિજ્ઞાન

આ બ્રહ્માંડમાં ભક્ષણ સિવાય જીવનું શુદ્ધીકરણ, જીવનું પરિષ્કૃત અને શરીર પુનઃજીવિત કરવાનો બીજો કોઈ માર્ગ જ નથી. હું એમ કહેવા માંગું છું કે આ બ્રહ્માંડનું પ્રત્યેક તત્ત્વ પૂર્ણ રૂપથી કોઈ ને કોઈ ઉદરનું ભોજ્ય છે, આ બ્રહ્માંડમાં બ્રહ્માએ મૈથુની સૃષ્ટિના નિર્માણ સમયે આ વાત વિશેષ રૂપથી ધ્યાનમાં રાખી છે.

પરમાત્મા આદિ મહેશ્વરે બ્રહ્મા, વિષ્ણુ અને શિવને ઉત્પન્ન કર્યા. પરંતુ એ ત્રણેમાં સૃષ્ટિ ઉત્પાદનની ઈચ્છા ખૂબ પ્રમાણમાં હતી. એટલે તેઓ વધુ ઉત્પાદન કરી શક્યા નહીં. ક્યારેક બ્રહ્મામાંથી વિષ્ણુ પ્રગટ થતા, વિષ્ણુમાંથી શિવ પ્રગટ થતા, તો ક્યારેક શિવમાંથી બ્રહ્મા પ્રગટ થતા તો ક્યારેક વિષ્ણુ પ્રગટ થતા, તો ક્યારેક વિષ્ણુમાંથી બ્રહ્મા ➡ અને બ્રહ્માથી શિવ પ્રગટ થતા. આવી ગરબડ આદિકાળમાં અનંત-કાળ સુધી ચાલતી

રહી. ત્રણેય અમૃત્વ પ્રાપ્ત મહાશક્તિઓ પરસ્પર ખેલ કરતી રહી. પરંતુ સૃષ્ટિનો ક્રમ આગળ વધતો ન હતો. એક દિવસ બ્રહ્માએ શિવને કહ્યું કે તમે આ સૃષ્ટિનું ઉત્પાદન કેમ કરતા નથી ? બીજી જ ક્ષણે શિવ પોતાની અંદરથી કંઈક યોગ્ય એવું પોતાનું પ્રારૂપ તેમના સમાન જ ત્રિપુણ્ડ, જટાજૂટ, ત્રિશૂલ ધારણ કરેલ પ્રતિરૂપ બનાવી દીધું. બ્રહ્માએ કહ્યું - આ તો પ્રતિરૂપ છે, (ક્લોન) એમાં નવીનતા ક્યાં છે ? આ તો સમરૂપતાનું પ્રતીક છે. શિવજીએ કહ્યું, સૃષ્ટિ ઉત્પાદન મારા વશની વાત નથી, હું ત્રુટિપૂર્ણ સંરચના નથી કરી શકતો, આ બધું તમે જ કરો. મારા અર્ધનારીશ્વર સ્વરૂપમાંથી શક્તિનું આવાહન કરો અને એનો કેટલોક અંશ મારાથી અલગ કરો. અને આ રીતે બ્રહ્માએ અર્ધનારીશ્વરની ઉપાસના કરી શક્તિને ગ્રહણ કરી પ્રથમ સ્ત્રી અને પુરુષનું નિર્માણ કર્યું. તેમાં મૈથુનનો સિદ્ધાંત પ્રતિરોપિત કર્યો. જન્મ અને મૃત્યુની સ્થિતિ નિર્માણ કરી પ્રત્યેકમાં તેનું બીજારોપણ કર્યું અને આ રીતે ઉદરનું નિર્માણ કર્યું અને ઉદરની સામ્રાજ્ઞી બની ધૂમાવતી જેને ભૂખીમાં તરીકે પણ ઓળખવામાં આવે છે. ભૂખના કેટલાક ચોક્કસ અર્થ છે - બુભુક્ષા, ક્ષુધા, અતૃપ્તિ, અશનાયા વગેરે.

બૃહદારણ્યક ઉપનિષદના પ્રથમ અધ્યાયમાં જણાવ્યું છે કે -

नैवेह किञ्चनाग्र आसीन्मृत्युनैवेदमावृत मासीत् ।
अशनाययाऽशनाया हि मृत्युस्तेन्मो कुरुतात्मन्वी स्यामिति ॥

શરૂઆતમાં આ સૃષ્ટિમાં કંઈ જ હતું નહીં. આ સકળ સૃષ્ટિ મૃત્યુથી જ ઢંકાયેલી હતી, અથવા ભૂખથી ઢંકાયેલી હતી. કેમકે ભૂખ એ જ મૃત્યુ છે. એ મૃત્યુએ હું આત્માવાળો થાઉં' એવા આશયથી સંકલ્પ આદિ લક્ષણોવાળું મન-અંતઃકરણ ઉત્પન્ન કર્યું.

આમ તો આહાર, નિદ્રા, ભય અને મૈથુન આ ચાર ધર્મો પશુ અને માનવસૃષ્ટિમાં સમાન છે. આહાર વિના કોઈપણ પ્રાણીનું જીવન શક્ય નથી. અન્નથી પ્રાણ ટકી શકે છે. અશન એટલે ભોજન અને ભોજનની ઈચ્છા. આહારની ઈચ્છા તે અશનાયા, તેને ઉપનિષદકારે બીજા શબ્દોમાં મૃત્યુ તરીકે ઓળખાવી છે. તે ખૂબ જ યોગ્ય છે. વધારે પડતું ખાવાથી અજીર્ણ થાય, માંદગી આવે અને માંદગીના અંતે માનવ ક્યારેક મૃત્યુ પણ પામે છે. આ રીતે અશનાયા-ભૂખ મૃત્યુ લેખાય છે. બીજી રીતે વિચારીએ તો જઠરાગ્નિ પ્રદીપ્ત થાય ત્યારે ભૂખ તેનું ઉગ્રરૂપ ધારણ કરે છે. તે વખતે માણસ ખાદ્ય-અખાદ્યનો કે ભક્ષ્યા-ભક્ષ્યનો વિચાર કરતો નથી. તે પોતાનો ક્ષુધાગ્નિ શાંત કરવા ગમે તે વસ્તુ મેળવી ખાઈ લે છે. પછી પોતાનું પેટ ભરવા માટે તે ગમે તેવી હિંસા કે પાપનો આશ્રય લેતાં પણ અચકાતો નથી. દેવી પાર્વતીને ભૂખ લાગતાં, શિવજી પાસે કંઈક ખાવાનું માંગ્યું. શિવજીએ કહ્યું-થોભો, પછી તો ભૂખ સહન ન થતાં પાર્વતીજીએ શિવને પોતાના મુખમાં પધરાવી ઉદરસ્થ કરી દીધા. તેના પેટમાંથી ધૂમાડા નીકળતાં ધૂમ્રતત્ત્વ રૂપે ધૂમાવતી તરીકે પાર્વતી પ્રગટ થયાં, જે પણ ભૂખનું જ પરિણામ છે. તો પછી સામાન્ય મનુષ્ય કે જીવાત્માની ભૂખનું તો પૂછવું જ શું ? આ પ્રસંગે સુભાષિતકારના પેલા શબ્દો

તાજા થાય છે કે 'बुभुक्षितः किम् किम् न करोति पापम् । क्षीण जनाः निष्करुणा भवन्ति ।

ખરેખર પેટને ખાતર માણસ ગમે તેવા નીચ માણસની ગુલામી કરે છે, ન કરવાના કામો કરે છે, જુદા જુદા વેશ ધારણ કરે છે, ન કરવાના ધંધા કરે છે અને પાપાચરણ કરે છે માટે જ કહ્યું છે કે 'उदरनिमित्तं बहुकृत वेशा ।'

યોગવાસિષ્ઠ મહારામાયણનું કથન છે કે 'માણસે વ્યવસાય કરવો પડે છે અન્નપ્રાપ્તિ માટે, અન્નની જરૂર છે ક્ષુધાનું નિવારણ કરી પ્રાણ સંધારણ કરવા માટે, પ્રાણનું સંધારણ જરૂરી છે તત્ત્વજિજ્ઞાસાની તૃપ્તિ માટે, કારણ કે તત્ત્વજિજ્ઞાસા માણસને પરમતત્ત્વ પરમાત્માની પ્રાપ્તિ કરાવે છે. માટે સમજુ માણસે ભૂલવું ન જોઈએ કે જીવનનું અંતિમ લક્ષ્ય છે પરમાત્માની પ્રાપ્તિ. જે પ્રાકૃત ભૂખ છે તે પરમાત્માની પ્રાપ્તિની દિશામાં દોરી જાય છે. આ છે પરા ભગવતીનું ક્ષુધા સ્વરૂપ, એ જ ભૂખીમાં છે, એ જ ધૂમાવતી છે 'या देवी सर्वभूतेषु क्षुधा रूपेण संस्थिता । नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमो नमः ।'

પરંતુ જે વિકૃત ભૂખ છે તે પરમાત્માથી વિમુખ બનાવે છે એ ભૂલવા જેવું નથી. અહીં સુદામાચરિત્રની કથા સ્મરણ પર ઉપર છવાઈ જાય છે.

કથા છે સુદામાની, કે જેના હાડપિંજર જેવા શરીરમાંથી અસ્થિઓ જાણે ત્વચા ફાડીને બહાર નીકળવાની તૈયારી કરતાં હોય. કારણ કે ઉદરનિર્વાહ માટે અન્ન જ હતું નહીં. ઘરમાં બાળકો ભૂખથી રડીને ટળવળી રહ્યાં હતાં. સ્ત્રીએ શરીર પર પહેરેલું વસ્ત્ર ઘણી જગ્યાએથી ફાટેલું હતું. જાણે કે શરીર વસ્ત્રની લાજ બચાવી રહ્યું હતું. ઉદરની પીડા ઘણી જ વિકટ છે, તે મનુષ્યને અતૃપ્ત બનાવી દે છે. હું તો પરમકૃપાળુ પરમાત્માને પ્રાર્થના કરું છું કે -

'સડ્યા સરખાં છોકરાં ને, લૂંટી સરખી નાર;
તૂટી સરખી ઝૂંપડી, કોઈને ન આપે કિરતાર !'

આજ વાતનું વલોણું કદાચ સુદામાની પત્નીના દિલની ગાગરમાં પણ જ વ:તો સુધી ઘૂમતું રહ્યું હશે !

સુદામાને વિચાર આવ્યો કે આ જીવનલીલા કેમ કરીને સમાપ્ત કરું ? આવી જિંદગીથી તો મૃત્યુ વધારે સારું. અભાવ જ અભાવ, ક્ષુધા જ ક્ષુધા, અતૃપ્તિ જ અતૃપ્તિ !!!

સુદામાની પત્નીએ સમજાવ્યું કે 'શ્રીકૃષ્ણની પાસે જાવ, તેઓ તો પરમતૃપ્ત છે. તૃપ્ત જ અન્યને તૃપ્ત કરી શકે છે અતૃપ્ત નહીં. તેજ તૃપ્તતાનું મૂળ કેન્દ્રબિંદુ છે. કદાચ, તેમની પાસે જવાથી અમને પણ તૃપ્તિ થઈ જાય.' સુદામાને થોડો સંકોચ થયો પરંતુ કરે પણ શું ? પત્નીએ કહ્યું એટલે ચાલી નીકળ્યા.

સુદામાની પત્નીએ શ્રીકૃષ્ણને ભેટમાં આપવા માટે પાડોશમાંથી લાવીને કેટલીક મુઠ્ઠી પૌંવા(તાંદુલ) ચિંથરાની પોટલીમાં બાંધી આપ્યા. સુદામા દ્વારકા પહોંચ્યા. દ્વારપાળે તેમને રોક્યા પરંતુ બીજી ક્ષણે દ્વારપાળે વિચાર્યું કે શ્રીકૃષ્ણની લીલા અપરંપાર છે ! ચાલો, જઈને સંદેશો તો આપી દઉં. જેવા શ્રીકૃષ્ણના કાન પર સુદામા શબ્દ પડ્યા

એટલે માથા ઉપર મુકુટ અને પગમાં મોજડી પહેર્યા વિના જ ઉઘાડા પગે જ બધી જ મર્યાદાઓને તોડીને સુદામા-સુદામાનો ચિત્કાર કરતા કૃષ્ણ દરવાજા તરફ દોડ્યા. હાહાકાર મચી ગયો છે મહેલમાં. કૃષ્ણનું આ રૂપ જોઈને રાણીઓ, દાસીઓ, મંત્રીગણ અને દ્વારકાવાસીઓ આશ્ચર્યચકિત બની ગયા. આ હતી પરમ તૃપ્તની પ્રાકૃત અતૃપ્તિ. આ અતૃપ્તતામાં ધૂમાવતીનું વિજ્ઞાન સમાયેલું છે, જેને સર્વ સંપૂર્ણ તૃપ્ત સમજતા હતા, જે તૃપ્તતાનું મૂળ કેન્દ્રબિંદુ સમાન હતા. તેમની અતૃપ્તતા-ભૂખ સર્વની સામે નગ્ન હતી.

શ્રીકૃષ્ણ-સુદામા ભેટ્યા, બંને એવા તો ભેટ્યા કે સુદામાની તુલસીની માળા અને ભગવાન શ્રીકૃષ્ણની રત્નોયુક્ત કંઠી એકબીજા સાથે ગૂંચવાઈ ગયાં. બંનેની આંખોમાંથી અશ્રુધારા વહે છે. કોઈ ધનપતિ કે શ્રીમાન એક ગરીબ મેલાઘેલા બ્રાહ્મણને કોટે વળગાવે એવું જાણ્યું નથી. આ યુગાન્તરની અનોખી ઘટનાની ઇતિહાસે નોંધ લીધી છે કે સાક્ષાત્ શ્રીપતિ-લક્ષ્મીપતિ સુદામા જેવા કંગાળ બ્રાહ્મણને છાતી સરસો ચાંપે છે. અદ્ભુત વાત તો એ છે કે શ્રીકૃષ્ણ-સુદામા છૂટા પડવા માંગતા નથી ત્યારે અક્રુરજીએ વચ્ચે પડીને છેવટે બંનેને અલગ કર્યા છે.

પછી તો શ્રીકૃષ્ણએ સુદામાને સુવર્ણમંડિત સિંહાસન પર બેસાડીને તેમનું પાદ પ્રક્ષાલન કર્યું. રાણીઓએ તેમના પગ ધોયા અને સુદામાના પાદપ્રક્ષાલિત જળને સમસ્ત દ્વારકામાં છાંટવામાં આવ્યું. ભલા, શ્રીકૃષ્ણના આદેશની અવગણના કોણ કરી શકે !? પછી તો સુદામાને મિષ્ટાન ભોજન કરાવ્યું અને બંને મિત્રો અતીતની યાદોને તાજી કરી અને વાત વાતમાં સુદામા જે સંતાડતા હતા તે પૌંઆની પોટલી શ્રીકૃષ્ણએ આંચકી લીધી. પોટલી પૌંવાની હતી તે પુણ્યવતી દ્વારકાની ધરા પર છૂટી ગઈ અને ભગવાન શ્રીકૃષ્ણ મુઠ્ઠી ભરીને પ્રેમથી એ પૌંવા આરોગવા માંડ્યા.

આમ તો સ્થૂળ દૃષ્ટિએ પૌંવાને ચપટા ચોખા(તાંદુલ) જ કહેવાય. પરંતુ અધ્યાત્મની પરિભાષામાં કહીએ તો તે પૌંવા 'चिपिटान् क्लेश संचितान्' એટલે સુદામાનાં સંચિત કર્મો, જે કાળના પ્રભાવમાં સુકાઈને ચપટાં થઈ ગયેલાં તેની પોટલી પુણ્યવતી દ્વારકાની ધરા ઉપર છૂટી ગઈ હતી અને તે ક્લેશદાયક સંચિત કર્મો સાક્ષાત્ ધરણીધર શ્રીકૃષ્ણએ મુઠ્ઠીઓ ભરીને આરોગી લીધાં.

બ્રહ્માંડના સર્વ શ્રીયુક્ત શ્રેષ્ઠતમ્, પરમ શ્રેષ્ઠતમ દુર્લભ દ્રવ્યોથી યુક્ત દ્વારકામાં આજે સુદામાના પૌંવા (તાંદુલ)ના કેટલાક દાણાઓ અતૃપ્ત કૃષ્ણને તૃપ્ત કરી રહ્યા હતા. તેમના ઉદરની ભૂખને મટાડી રહ્યા હતા. જાણે એમ લાગતું હતું કે અનંત કાળથી અતૃપ્ત શ્રીકૃષ્ણ(અનંત ઉદરોના વૈશ્વાનર)નું ઉદર આજે તૃપ્ત બની રહ્યું હતું. પૌંવાની બે મુઠ્ઠી આરોગી અને ત્રીજી મુઠ્ઠી આરોગવા જતાં સાક્ષાત્ લક્ષ્મીસ્વરૂપા રૂક્મણિ (રુક્મિણી)એ તેમનો હાથ પકડી લીધો. ભગવાન તો તૃપ્તિના બદલામાં અસન, આસન, વસન, વાહન, ભવ્ય ભૂષણ ભંડાર અને ત્રણે લોકનો વૈભવ સુદામાને આપી રહ્યા હતા. સુદામાનાં પાપ, તાપ અને સંતાપ બળીને ખાખ થઈ ગયાં.

લક્ષ્મી સ્વરૂપા રૂક્ષમણિ-રુક્મિણી એ કૃષ્ણનો હાથ પકડી રૂકાવટ કરતાં કહ્યું : 'બસ, નહીં તો આપ મને પણ સુદામાની ઝોળીમાં આપી દેશો.'

ધૂમાવતી અલક્ષ્મી સ્વરૂપા, અતૃપ્તિ અને ક્ષુધાસ્વરૂપ ભૂખીમા છે. જ્યારે લક્ષ્મી પરમ તૃપ્તિનું સ્વરૂપ, ઐશ્વર્યવતી શ્રી નાયિકા છે. તે ધૂમાવતીની નાની બહેન છે. ધૂમાવતી મોટી બહેન જયેષ્ઠા છે. એ બંને વચ્ચે દ્વંદ્વ છે, વિરોધાભાસ છે, એક અતૃપ્તિનું પ્રતીક છે. બીજી પરમતૃપ્તિ છે. એ બંનેની વચ્ચે શિવસ્વરૂપ શ્રીકૃષ્ણ છે. આ વિચિત્ર ખેલ છે, એકતરફ સુદામાથી બાજુમાં રૂક્મિણી (લક્ષ્મી) ઊભી છે. બીજી તરફ શિવને ઉદરસ્થ કરનારી ધૂમાવતી આજે શ્રીકૃષ્ણના ઉદરનું સંચાલન કરી રહી છે. એની પ્રચંડતા અતૃપ્તતા પર નિર્ભર છે. એ ઉદરની ભૂખ વધારે છે. જેમ જેમ ભૂખ વધશે તેમ તેમ ઉન્માદ પણ વધશે. જેમ જેમ પ્રાકૃત ભૂખ વધશે તેમ તેમ કર્મનાં બંધનો પણ કપાશે. જેમ જેમ ભૂખને સમજતા જશો તેમ તેમ પાપ-પુણ્યના ઘેરાવામાંથી બહાર નીકળી શકશો.

ભૂખ્યો માણસ કંઈપણ કરી શકે છે. ભૂખ વગર કશું જ પ્રાપ્ત થતું નથી. ભૂખ્યો માણસ શિકાર કરી શકે છે. આ સૃષ્ટિમાં ભૂખ એક એવું ક્ષેત્ર છે, જ્યાં મનુષ્યને સર્વ સ્થિતિઓમાં જીવવાની છૂટ છે. ભૂખના ઉપર તો ધૂમાવતીનું સામ્રાજ્ય ચાલે છે. આજ ઉદર રહસ્ય છે.

જો કોઈ ભૂખ્યા સિંહની નજર કોઈ હરણ ઉપર પડી જાય તો તે યેનકેન પ્રકારેણ તેને મારીને ઉદરસ્થ કરી જ લેશે, અને એ કર્મ બ્રહ્માંડીય અપરાધની અંતર્ગત આવતું નથી. એમાં જીવહત્યા નથી લાગતી. સંસારના કોઈપણ ખૂણામાં આ અપરાધ નથી. જેમ ફળ ભક્ષણ કરવા એ અપરાધ નથી, માછલીનું ભક્ષણ કરવું એ અપરાધ નથી. પશુનું ભક્ષણ કરવું પણ ક્યાંયે અપરાધ નથી, અનન્તકાળથી આ બધું ચાલતું આવી રહ્યું છે. સમાજ જેમજેમ સુસંસ્કૃત બનતો ગયો તેમ તેમ આ બધું સમયાનુસાર નિયમબદ્ધ થતું ગયું.

પશુઓ કાચું માંસ ખાય છે, શાક અને ફળો કાચાં જ ખાય છે. આપણે મસાલો નાંખીને શેકીને કે રાંધીને ખાઈએ છીએ. ચાહે તેને પાત્રોમાં સજાવીને ખાવ અથવા સીધું હાથો વડે ખાવ. ઉદરમાં ગયા પછી શું ફરક પડવાનો છે ? માનવ સંતતિ એટલી આગળ નથી વધી, કારણ કે તેની પાસે અનંત પ્રકારનાં ઉદરો છે. જીવનનાં પ્રત્યેક ક્ષેત્રમાં તેમણે પોતાનાં અતૃપ્ત ઉદરો જ વિકસિત કર્યાં છે.

મનુષ્યના હાથમાં શું છે? ક્યાંક દૂરસ્થ શક્તિ વડે જ તે નિયંત્રિત થઈ રહ્યો છે. તેનું જીવન, મરણ, પતન-ઉત્થાન, વિકાસ ઇત્યાદિ સર્વ કંઈ ક્યાંકને ક્યાંકથી નિયંત્રિત થાય છે. મૃત્યુ સર્વનું થાય છે. जातस्य हि ध्रुवो मृत्यु ध्रुवम् जन्म मृतस्य च । (ગીતા). મૃત્યુ કેમ થાય છે ? કારણ કે ધૂમાવતીનો પ્રાદુર્ભાવ ભક્ષણ(ભૂખ)થી થયો છે. જન્મ અને મૃત્યુ એ નિયતિના હાથમાં છે.

ઉદરાગ્નિ(ભૂખ)થી જ સૃષ્ટિનો ક્રમ આગળ વધે છે. આપણને ખાવાની ભૂખ છે

તો મિટાવો એને, આપણને જ્ઞાનની ભૂખ છે તો મિટાવો એને, સંપત્તિ, વૈભવ કે ધનની ભૂખ છે તો મિટાવો એને, સંતતિની ભૂખ છે તો મિટાવો એને, સત્તાની ભૂખ છે તો મિટાવો એને અને માન-સન્માન કે કીર્તિની ભૂખ છે તો એને પણ મિટાવી દો. પરંતુ સમજો ભૂખને, સમજો ઉદરના રહસ્યને, સમજો તૃપ્તિના રહસ્યને.

શ્રીકૃષ્ણ સુદામાના તાંદુલ (પૌંવા) ખાઈને તૃપ્ત થયા બાદ બોલી ઊઠ્યા કે - 'ચોખા (અક્ષત) દાણા આ બ્રહ્માંડમાં સર્વને તૃપ્ત કરશે. ત્યારથી આજદિન સુધી સર્વદેવી દેવતાઓને ચોખા-અક્ષત ચઢાવવામાં આવે છે. પુષ્પ નથી, ફળ નથી, પૂજાનાં અન્ય દ્રવ્યો નથી તો કોઈ વાંધો નથી, માત્ર અક્ષતથી કોઈપણ પ્રકારનું પૂજન સપન્ન કરી શકાય છે. કેટલાક વિદ્વાનો કહે છે કે - 'अक्षतैः न अर्चनेत् विष्णो ।' વિષ્ણુનું પૂજન ચોખાથી ન કરવું. આ એક પ્રકારની ગેરસમજ છે. અક્ષતથી કોઈપણ દૈવીશક્તિને તૃપ્ત કરી શકાય છે. અક્ષતના માધ્યમથી આ વાત શ્રીકૃષ્ણએ સિદ્ધ કરી આપી છે. ઉદરની ગરમી જ જન્મ-જન્માંતરનું કારણ બને છે. ઉદરની અતૃપ્તિ(ભૂખ) જ જીવમાત્રને જન્મ લેવા માટે બાધિત કરે છે. ગીતામાં શ્રીકૃષ્ણએ કહ્યું છે કે મૃત્યુ સમયે તમે જેવો ભાવ લઈને શરીરનો ત્યાગ કરશો તે પ્રમાણે તેની તૃપ્તિ માટે તમને નવીન શરીર પ્રાપ્ત થશે. ભગવાન શ્રીકૃષ્ણની વાણીમાં મધુરતા કરતાં ધૂમ્રતત્ત્વ(ધૂમાવતી) જ છવાયેલું છે એ પરમ સત્ય છે. એટલે જ મહર્ષિ વ્યાસજીએ શ્રીમદ્ ભાગવતના મંગલાચરણના શ્લોકમાં શબ્દો વાપર્યા છે કે- 'धाम्ना स्वेन सदा निरस्त कुहकं सत्यं परम धीमहि ।' 'પરમતત્ત્વ સ્વયં ધૂમ્મસહ ધૂમ્રતત્ત્વ (કોહરા) જે માયાનું આવરણ છે તેને કાલાન્તરે દૂર કરે છે.'

કોઈ માણસ આવીને મને એમ કહે કે-

ભૂખ દુઃખ મનમાં ન આણીએ ઘટ સાથે રે ઘડીયાં,<br>
ટાળ્યાં તે કોઈના નવ ટળે રઘુનાથના ઘડીયાં.

એ વાત કેટલેક અંશે સાચી હોઈ શકે પણ ભૂખનાં દુઃખ જેણે વેઠ્યાં હોય એ જ જાણે...! ભૂખની વિકૃતિ એટલે કે વિકૃત ભૂખનું સ્વરૂપ એવું વિકરાળ છે. કે તે માણસનું અવશ્ય પતન જ કરાવે છે. તે માટે એક ઉદાહરણ નજર સમક્ષ આવે છે.

અરે ! શું વાત કહું ભૂખની...! સતી ગાંધારી કે જેની પાસે પતિવ્રતાનું અખંડ તેજ હતું. તેણે સાંભળ્યું કે 'તેના સો પુત્રો કૌરવો સમરાંગણમાં હણાયા છે.' આ જાણી તેનો ક્રોધ એકદમ વધી ગયો, તે પાંડવોને શ્રાપ આપવા તૈયાર થયાં. આ વાતની સર્વાન્તર્યામી ભગવાન શ્રીકૃષ્ણને ખબર પડી. જ્યારે ગાંધારી યુદ્ધ સમાપ્તિના બીજા દિવસે સવારે કુરુક્ષેત્રના મેદાનમાં ગઈ ત્યારે તેણે પોતાના પુત્રોની લાશોને રણમેદાને રઝળતી જોઈ. એક વખત પોતાનો ખોળો ખુંદનાર ખીલતાં પુષ્પો રૂપે જે આળપંપાળ અનુભવતા હતા, તે લાડકવાયા આંખનાં રતન આજે ધૂળમાં રોળાતાં દીઠાં, ને તેમને પાંડવો પર એકદમ ગુસ્સો ઊમટી આવ્યો. પરંતુ ગાંધારી પાંડવોને શ્રાપ આપે તે પહેલાં

જ વૈશ્વાનર સ્વરૂપે ભગવાન શ્રીકૃષ્ણએ ગાંધારીનો જઠરાગ્નિ એટલો બધો સતેજ કર્યો કે તે અસહ્ય ભૂખથી પીડાવા લાગી. કહો કે કુરુક્ષેત્રના યુદ્ધમાં યુદ્ધપિપાસુઓમાં સક્રિય બની અઢાર અક્ષૌહિણી સેનાનો નાશ કરાવનારી ધૂમાવતીની મહાવિનાશક શક્તિએ ગાંધારીના ઉદરમાં પ્રવેશ કીધો. શ્રીકૃષ્ણની ઇચ્છાથી ભૂખરૂપે ભૂખીમાં સક્રિય બની. ભૂખની પીડાને લીધે પાંડવોને શ્રાપ આપવાનો તેનો વિચાર વિસ્મૃત થયો અને ગાંધારીએ ભૂખની મારી પોતાની ક્ષુધા તૃપ્ત કરવા આમતેમ નજર નાંખવા માંડી. તેણે રણમેદાનના એક ખૂણે બદરી-બોરડીનું એક વૃક્ષ જોયું. ઉતાવળે ત્યાં પહોંચી જોયું તો બોરડીના વૃક્ષ પર પાકાં બોર લચી રહ્યાં હતાં. ગાંધારી તે બોર લેવા પ્રયત્ન કરવા લાગી. પરંતુ વૃક્ષ ઊંચું હોવાથી તે બોર ખાઈ ન શકી. આખરે તે વિચાર કરવા લાગી કે 'આ બોર કયા ઉપાયથી મળે ? બોર મળવાં તો જોઈએ જ. તેણે આસપાસ જોયું તો કોઈ હરતું-ફરતું દેખાયું નહીં. ચારેબાજુ રણમેદાનમાં લાશો વેરવિખેર પડી હતી. ઘેરો સન્નાટો છવાઈ ગયો હતો. સમય પસાર થતો ગયો તેમતેમ ગાંધારીની ભૂખની પીડા પણ વધતી ગઈ. તેને એકદમ કોઈ વિચાર સૂઝી આવ્યો. તે એકદમ લાશો પાસે ગઈ. લાશોને ઘસડી લાવી એકની ઉપર એક ગોઠવી મોટો ઢગલો કર્યો. પછી તો તેણે લાશના ઢગ ઉપર ચડીને, પેલી બોરડી ઉપરનાં બોર તોડીને ખાધાં અને પોતાની ભૂખને સંતોષી. એટલે સન્મુખ થયા પેલા પ્રસંગોચિત શબ્દો 'बुभुक्षितः किम् किम् न करोति पापम् ।' પોતાના પુત્રોની લાશોનો ઉપયોગ કરીને બોર મેળવ્યાં અને ભૂખ શાંત કરી. પણ આમ કરવાથી ગાંધારીનું સતીત્વનું જે તેજ હતું તે બધું હણાઈ ગયું. સતીત્વ નિષ્પ્રભ બન્યું. તેનામાં શ્રાપ આપવાની શક્તિ રહી નહીં. તે પાંડવોને શ્રાપ આપી શકી નહીં...!

કેટલીક વાર પ્રશ્ન ઊઠે છે – આ જગતમાં સાર્વલૌકિક(Commen) વાત કઈ છે ? ત્યારે જીવન અને જગદીશ્વરમાં જેને શ્રદ્ધા છે એવો શ્રદ્ધાવાન માનવ કહેશે કે – 'સાર્વલૌકિક ભગવાન છે. બધામાં સાર્વલૌકિક ચૈતન્ય છે.

ત્યારે સામ્યવાદી વિચારસરણી ધરાવતા લોકો કહે છે – 'ના, જગતમાં સાર્વલૌકિક ભૂખ છે. એકેએક, સ્થિતપ્રજ્ઞથી શરૂ કરી અળસિયા સુધીના નાના નાના જીવો સુધી બધાંને ભૂખ છે, તેથી ભૂખ એ સાર્વલૌકિક વાત છે. તો ભૂખ ઉપર તત્ત્વજ્ઞાન ઊભું કરો. સમગ્ર જીવનશ્રેણી અને જીવનપ્રણાલી ભૂખ ઉપર ઊભી રહે. ભૂખનું એક તત્ત્વજ્ઞાન છે, ભૂખનું એક વિજ્ઞાન છે. તેની પાછળ એક કાર્યરત શક્તિ સંચાલન કરી રહી છે. તંત્રની પરિભાષામાં એ શક્તિ ભૂખીમા કે ધૂમાવતી નામે ઓળખાય છે.

ભૂખ ઘણી જાતની છે. અન્નની ભૂખ, કીર્તિની ભૂખ, વિત્તની ભૂખ, સ્ત્રીની ભૂખ, સત્તાની ભૂખ એમ અનન્ત પ્રકારની ભૂખ હોય તેથી ભૂખ એ સાર્વલૌકિક વાત થઈ શકતી નથી. અને અન્ય રીતે વિચારીએ તો ભૂખમાંથી ભીખ નિર્માણ થાય છે.

અનન્ત પ્રકારની ભૂખ છે તે દૂર કરવા માટે શું કરવું જોઈએ? જીવન ઉન્નત બનાવવું જોઈએ. જીવન ઉન્નત થયા વગર ભૂખ જાય નહીં. જીવનમાં તૃપ્તિ આવે

ત્યારે જ જીવન ઉન્નત થાય. તૃપ્તિ ક્યારે આવે? વસ્તુઓની આવશ્યકતા ન લાગે ત્યારે તૃપ્તિ આવે. આ ઘણી જ કઠણ વાત છે. બીજું ભક્તિ જીવનમાં તૃપ્તિ લાવે. ભક્તિ જીવનમાં આવે એટલે શું થાય ? મારો ભગવાન જેટલું મોકલશે અને જ્યારે મોકલશે ત્યારે હું તેનો સ્વીકાર કરીશ. મા ભગવતી મારી જરૂરિયાત સમજે છે, તે જ્યારે અને જેટલું મને જોઈએ તેટલું જરૂર મોકલશે જ અને તેનો હું જે તે વખતે સ્વીકાર કરીશ.

'તું મોકલીશ તેટલું હું લઈશ' એમાં પણ એક જાતની લાચારી છે. કેમ કે ભગવાન ક્યારે મોકલે એની ભક્ત રાહ જોતો હોય છે. 'ભગવાન મોકલશે' એમ બોલવામાં પણ એક લાચારી છે. આ લાચારી માણસને સાલવી જોઈએ. આપણને લાચારી એ લાચારી લાગતી નથી. પરંતુ એ લાચારીને આપણે વિનમ્રતામાં ખપાવીએ છીએ. 'નમ્યા તે નારાયણને ગમ્યા' એવા સૂત્રનો સહારો લઈ આપણે આપણો બચાવ કરીએ છીએ. પરંતુ ખરેખર, લાચારી પણ માણસને જીવનમાં સાલવા લાગે ત્યારે જ જીવનમાં ઉન્નતિનો માર્ગ મોકળો થાય છે અને આધ્યાત્મિક ઉત્કર્ષ શરૂ થાય છે. ખરું પૂછો તો, ભક્તિમાં લાચારીને સ્થાન જ નથી. ગીતાજીમાં જણાવ્યું છે કે -

'पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियार्हसि देव सोढम् ।'

ઘરનો લાડકો છોકરો બેપરવા હોય છે, તે 'બાપ મને ક્યારે મોકલશે' તેનો વિચાર કરતો નથી. કારણ કે એને વિશ્વાસ છે કે જન્મ આપ્યો છે એટલે બાપ જરૂર મને સાચવશે અને જરૂર મને જરૂરત પ્રમાણે મોકલશે જ. આવો પુત્ર અને તૃપ્ત થયેલી સ્ત્રી તેજસ્વી હોય છે, તેની પાસે લાચારીને સ્થાન નથી. તેવી રીતે સાચા ભક્તનું જીવન પણ લાચારી રહિત હોવું જોઈએ.

આ વાત જાણીને તમને કદાચ નવાઈ તો નહીં જ થાય ને ? આ જગતમાં કેટલાકને લેવાની ભૂખ હોય અને કેટલાકને આપવાની ભૂખ હોય છે. આમ વળી ભૂખ બે ભાગમાં વહેંચાઈ જાય છે. માંગનારને કે લેવાવાળાને દાતા ન મળે તો તે શોધતા રહે છે અને આપવાવાળાને ભિખારી કે ભિક્ષુક ન મળે તો તે પણ ભિખારીને શોધતા રહે છે. બન્નેને ભૂખ લાગે છે. ગુરુને પોતાનું જ્ઞાન આપવું છે, તેમને યોગ્ય શિષ્યની ભૂખ છે. જ્યારે કેટલાક શિષ્યોને ગુરુઓ મળે છે તે લુચ્ચા-લફંગા અને ધનના લોભી હોય છે. જિજ્ઞાસુ શિષ્યને સાચા જ્ઞાની, સિદ્ધ કે નિસ્વાર્થી ગુરુ મળતા નથી. તેને ગુરુની પ્રાપ્તિની ભૂખ છે. કેટલાક લોકો ભિખારીને શોધતા હોય અને તેમને ભિખારી ન મળે તો બેચેની થાય, કેટલાક સમર્થ ગુરુને યોગ્ય શિષ્ય ન મળે તો બેચેની થાય. તેમની ભૂખ કદાચ મોટી(ઉચ્ચકક્ષાની) હશે પણ અંતે ભૂખ તો ખરી જ. કેટલાક માણસો એવું વિચારે છે કે હું કોઈને ઉપયોગી થાઉં. હું કોઈને કંઈક ને કંઈક આપું. હું આ જગતમાં આવ્યો છું તો આપતો જાઉં. આવતી કાલ કોણે જોઈ છે ? તેથી હું મારા હાથે જ આપતો જાઉં.

મહાપુરુષોને ભગવાનને આપવાની વૃત્તિ થાય અને સામાન્ય માણસને દાન કરવાની ઈચ્છા થાય એ પણ ભૂખ જ છે. એવી ભૂખ માણસ ને લાગે ત્યારે તેને આપ્યા

વગર ચેન પડતું જ નથી. માણસને આપવાની ભૂખ ક્યારે લાગે ? રાખવાનો, વસ્તુને સાચવવાનો કંટાળો આવે ત્યારે. એક શેઠને ગૌ-દાન આપવું છે. તે દયાશંકર જેવા ગોરને શોધતા હોય કેમકે શેઠશ્રીને પોતાની ગાયને સંભાળવી ભારે પડે છે તેથી બેચેની છે. આમ આપવાની વૃત્તિ થાય તે કંટાળામાંથી જન્મેલી વૃત્તિ પણ હોઈ શકે.

બીજા પ્રકારની ભૂખ છે 'હું કરીશ.' ભગવાન ! તું જગતને શું સુધારવાનો હતો ? સુધારવાનો હોત તો ક્યારનું સુધરી ગયું હોત. તું જગતને ન સુધાર, હું સુધારીશ. હું છું કે નહીં ? આ મોટામાં મોટી ભૂખ છે. સર્વોત્તમ ક્ષુધા છે અને તે મહાપુરુષોને લાગે છે. આ 'હું કરીશ'ની ક્ષુધા છે. આમાં આપવાની વૃત્તિ છે એ બરાબર પરંતુ 'હું કરીશ'ની ક્ષુધા(ભૂખ) જ્યાં સુધી છે ત્યાં સુધી સામેવાળો(ભગવાન) તેનો સ્વીકાર કરતો નથી. 'હું કરતો નથી' એ વૃત્તિ આવે એટલે આપવાનો આનંદ ચાલ્યો જાય છે. આમ વૃત્તિના બે પ્રકાર છે 'હું કરું છું' અને 'હું કરતો નથી.' તેમાં 'હું કરું છું'ની વૃત્તિ જ્યાં સુધી હોય ત્યાં સુધી ભગવાન લેતો નથી.

ઉત્તરોત્તર વિકસિત થયેલો જીવ ભગવાનને કહે છે કે - ભગવાન ! હું તને ખાઈ નાંખું, હું નિર્મળ બનીને તારી પાસે આવ્યો છું, મને તારી ભૂખ લાગી છે. આ એક ભક્તની ભગવાનને આત્મસાત કરવાની ભૂખ છે. ભગવતી પાર્વતીને પણ ભૂખ લાગી અને ભૂખ ન સંતોષાતાં શિવને ઉદરસ્થ કરી ધૂમાવતી ભગવતી(મહાવિદ્યા) ભૂખી મા તરીકે વિખ્યાત થયાં અને તેની કૃપાથી જ ભૂખ વિજ્ઞાન વિશે ચિંતન કરવાની આજે મને તક મળી છે.

આજે તર્કપ્રધાન યુગમાં ભગવાન કે દેવી-દેવતાઓમાં કોઈને શ્રદ્ધા નથી. તેઓ પોતાનાં ધન-વૈભવ, વિજ્ઞાનની ચકાચૌંધ અને ભૌતિક સુખની પ્રાપ્તિની ભૂખમાં ભગવાનને પણ ખાઈ ગયા છે એમ કહેવું અસ્થાને નથી. આ સ્થિતિ ઉપર જીવ આવે ત્યારે શું થાય ? વાસ્તવમાં તે વખતે જીવ ભગવાનને ખાવા આવે પણ, ભગવાન જ એને ખાઈ નાંખે છે એટલે એની ભૂખ ખલાસ થઈ જાય છે.

પરંતુ ઉચ્ચ, નિર્મળ અને પવિત્ર બનેલો જીવ જ્યારે ભગવાનને ખાવા ગયો ત્યારે શરૂઆતમાં 'दासोऽहं दासोऽहं' બોલતો ગયો. તેણે ભગવાનને કહ્યું 'હું તારો દાસ છું' મજૂરી લઈને, નારી બનીને દાસત્વ કરે અને પગચંપી કરે એ દાસ્યનો એક પ્રકાર છે. અને બીજો દીકરા તરીકે પગચંપી કરે અને ઘરવાળી બનીને પગ દબાવે એ દાસત્વનો બીજો પ્રકાર છે. આ બંનેમાં ફેર છે.

મોટા માણસો પાસે, ભગવાન પાસે કે ગુરુજન પાસે જવાનું થાય ત્યારે કંઈક લઈને જવું જોઈએ, એ ભારતની સંસ્કૃતિ છે. મહાપુરુષની પાસે તમે થાળી ભરીને કંઈક લઈને જાઓ ત્યારે તે શું કરે ? તેમાંથી એકાદ વસ્તુ ઉપાડે અને મોઢામાં મૂકી દે. આવી જ રીતે 'दासोऽहं दासोऽहं' કરતો એક જીવ ભગવાન પાસે જાય ત્યારે ભગવાનને વિચાર આવે કે આ મારા માટે થાળ ભરીને કંઈ લાવ્યો છે. તે થાળમાં 'दासोऽहं' ભરેલું

